શ્રી.

# સદુપદેશક રત્નમાળા.

સાત્વિક લોકોને
વૈરાગ્ય—જ્ઞાન—અને ભક્તિ ઉપજાવવાને સારૂ
જૂદા જૂદા રાગનાં એકસોને આઠ પદ.

રચનાર
અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ.

પ્રકાશક
દશરથલાલ ગંગારામ વ્યાસ.
અધિપતિ આનંદ પત્ર. પાટણ—ગુજરાત.
બીજી આવૃત્તિ.

શ્રી સત્યવિજય પ્રીન્ટિંગ પ્રેસમાં
શા. ગીરધરલાલ હકમચંદે છાપી.

કીંમત ચાર આના.

ધર્મના જીજ્ઞાસુઓ માટે ખાસ ખબર.

# મહાભારત અનેદશમસ્કંધ.

( પદ્યમાં.)

મે. રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ કૃત આ-
બન્ને પુસ્તકોનું વેચાણ વધારે સારૂં થવાથી હવે જૂજ
કોપીઓ અમારે ત્યાં રહી છે. પ્રેમથી વાંચનાર પોતાના હા-
થમાંથી આ પુસ્તકો જરા પણ દૂર કરતા નથી. કેમકે કથા
ભાગજ રસિક, તે સાથે વિવિધ રાગ રાગણીથી ભરપુર આ
બન્ને દળદાર ગ્રંથો છે. કિમ્મત મહાભારતના રૂ ૨-૧૨-૦
અને શ્રીમદ્ ભાગવત દશમસ્કંધના રૂ ૧-૮-૦. બન્ને સાથે
લેનાર પાસેથી કિં. ૪-૦-૦. પોસ્ટેજ જુદું.

પાટણ.
તા.: ૧-૫-૦૫
ગુજરાત.

દશરથલાલ ગંગારામ વ્યાસ.
અધિપતિ—આનંદ માસિક પત્ર.

શ્રી.

# સદુપદેશક રત્નમાળા.

સાત્વિક લોકોને
વૈરાગ્ય–જ્ઞાન–અને ભક્તિ ઉપજાવવાને સારૂ
જૂદા જૂદા રાગનાં એકસોને આઠ પદ.

રચનાર
**અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ.**

પ્રકાશક
**દશરથલાલ ગંગારામ વ્યાસ.**
અધિપતિ આનંદ પત્ર. પાટણ–ગુજરાત.
બીજી આવૃત્તિ.

શ્રી સત્યવિજય પ્રીન્ટિંગ પ્રેસમાં
શા. ગીરધરલાલ હકમચંદે છાપી.

કીંમત ચાર આના.

# अर्पण पत्रिका.

मे. रा. बा. चुनीभाई डाह्याभाई वडोदरा राज्यना सिबंदी बक्षी अने कडीप्रान्त तगावी ओफीसर साहेब हाल मु. कलोल.

॥ श्रीमद्रायकवाडुपाधि विलसत् सद्भुपतीनां सदा ॥
॥ सांद्रानंद कृपाकटाक्षनिलयः बक्षीपद प्रापितः ॥
॥ चुनीभाय्य भिधोत्तरं वदति यं डाह्येति भाइ ति च ॥
॥ सोयं शौर्य सुदात् सद्गुणयुतः श्रीमान् चिरं जीवताम् ॥
॥ चुनीभाइ डाह्याभाइ नागरगृहस्थ सत्कंठे ॥
॥ सम्यगुपदेशरत्नमाला प्रीत्यार्पिता मुदे भूयात् ॥
॥ परीक्षकै स्सद्भिरिव गुंफिता रत्नमालिका ॥
॥ इयं सदुपदेशाख्या रत्नमाला गुणोज्वला ॥
॥ दातृप्रातिगृहीत्रो श्च प्रकाशयति या गुण ॥
॥ सा माला धारणीये ति प्रार्थयामि पुनः पुनः ॥
॥ यत्प्रीतिपात्रनिलयो दशरथलाल स्सदा कृपाकांक्षी ॥
॥ अर्पयति रत्नमालां चुन्नीभ्राता मुदा स गृण्हातु ॥

कृपाकटाक्षाकांक्षी.

प्रकाशक

# સદુપદેશક રત્નમાળા.

**મંગલાચરણ–અનુષ્ટુપ.**

શ્રીનિવાસાર્યને વંદુ, વંદુ શ્રી યતિરાજને;
શ્રી શ્રીપતિ પદે વંદુ, વંદુ સ્વામી સમાજને. ૧

**પદ ૧ લાવણી.**

"ધુર્જટી માગું સહાય તેરી" એ રાગ.

જોઇને જીવ જગતનો ખેલ, મોહ મમતા સહુ મનની મેલ.
કયાંનો તું કયાંનાં બધાં, થયાં એકઠાં હાલ;
એકે એકે સહુ વેરાશે, ખાશે સહુને કાળ.
કોઇ પાછળ કોઇ જાશે પ્હેલ. મોહ મમતા. ૧
મનસુબા મનમાં રહે, પડ્યા રહે સહુ ઠાઠ; જેમ ગયાં બીજાં બહુ મેલી,
એજ આપણી વાટ; ઘાટ એ છેજ ઘડી રાખેલ. મોહ મમતા. ૨
આ તનમાં પણ જીવની, બહુ હાલત બદલાય; આજ કુટુંબી કાલ એકલો,
ધનિક ભીખારી થાય, રાંક થઇ જાતાં ધને છકેલ, મોહ મમતા. ૩
તન કુટુંબની વેઠમાં, જીવન પુરૂં થાય; મરવા વખતે થાય વિમાસણ,
હાથ ન હોય ઉપાય: ખમે દુઃખ પુરે અંધ ફસેલ. મોહ મમતા. ૪
નશ્વરપર મમતા કશી ? ક્ષણિકનું શું કષ્ટ; સુખદુખ એકે નવ રહેતું નિત,
જોઈ સરવનું સ્પષ્ટ, હવે તે, તૃષ્ણાને સંકેલ. મોહ મમતા. ૫
જેણે મમતાને તજી, સેવ્યા લક્ષ્મીનાથ; સુખદુખ સહી લીધાં સંતોષે,
તે પાંમ્યા અનુતાત. મરણ થઇ ગયું તેમને સ્હેલ. મોહ મમતા. ૬

## પદ ૨.

" ગીરધારીરે " એ ગરબીનો રાગ.

મરવું છે રે, એ નવ ભૂલી જાવું, શરણું શ્રીવરનું રહાવું. ટેક.
આ શરીર બાળી દેશેરે, અહીંનું સહુ અહીંજ રહેશેરે,
નહીં અન્ય કોઇ સુધ લેશેરે, તે ટાણેરે પડે નહીં મુંઝાવું. શરણું. ૧
ન પ્રમાણુ વડા ન્હાનાનુરે, નક્કી ન રોગી સાજાનુરે;
આવતું અચાનક છાનુરે, તે માટેરે, જલદી સજ થઇ જાવું. શરણું. ૨
જન નિત્ય જાયછે ચાલ્યાંરે, બહુ ગયાં આપણાં વ્હાલાંરે;
જેમણે વૃથા વય ગાળ્યાંરે, તે સહુનેરે, પડ્યું હશે પસ્તાવું. શરણું. ૩
સહુ સ્મશાન જ્ઞાની થાતાંરે, પણ ક્ષણમાં ભૂલી જાતાંરે;
એ મુરખમાં લેખાતાંરે, નવ એવાંરે, કદી આપણે થાવું. શરણું. ૪
મરવાથી જે જન ડરતારે, તે એ ભય વધતો કરતારે;
શીદ ઉપાય નથી આચરતારે, ભક્તિથારે નહીં પડે ઘભરાવું. શરણું. ૫
મરવા માટે સજ રહેવુરે, જગ ક્ષણીક સમજી લેવુરે;
પ્રભુભજન ભણી મન દેવુંરે, અનુ સાચુંરે, જગમાં એજ કમાવું. શરણું. ૬

## પદ ૩ ગરબી.

" સમજી ગઇછુંરે વાલીડા તારી સાનમાં. " એ રાગ.

હાલ ઘુમેછે પણ પસ્તાવો અંતસમે થશેરે, જો નહિ ચેતશેરે. હાલ. ટેક.
કયાંથી આવ્યો ને શા માટે, કયાં જાવું છે ને કઇ વાટે;
એનો કદી વિચારે નહીં કર્યો હશેરે. હાલ. ૧
હાલ ગમે તેમ માની લે તું, એવું મન અંતે નથી રહેતું;
થરથરીશ જવ મૃત્યુને તું દેખશેરે, હાલ. ૨

જવુંજ પડશે જાણીશ જ્યારે, અનેક તર્ક ઊઠશે ત્યારે;
કષ્ટ થશે તે હાલ નહીં મનમાં વસેરે. હાલ. ૩
ભવિષ્યના ઊર વિચાર થાશે, એ દુખ કેમે નહિં સહેવાશે;
ઉપાય એકે ત્યારે હાથ નહીં હશેરે. હાલ. ૪
**અનંત**નું માનીને વ્હાલા, ભજ શ્રી ગોવીંદા ગોપાળા;
કાલાવાલા કર્યા નહીં કાલા જશે રે. હાલ. ૫

## પદ ૪ ગરબી.

ઉપર પ્રમાણે રાગની.

જગમાં મોહ્યા તે સહુ રોયા અંતે જાણવું રે, એવા ના થવું રે. જગમાં. ટેક.
જુવે બીજાનું તોપણ ભૂલે, હાલ ભલે એ મદથી ફૂલે;
એને કાજે નહીં થાય કશું એ નવું રે. જગમાં મોહ્યા તે. ૧
ભેળું કરે ભલે અહીં આજે, અંતે છે એ બીજાં કાજે;
એની દાઝે કશું નથી સાથે થવું રે. જગમાં. ૨
મ્હારૂં મ્હારૂં કરતાં ચાલ્યા, બાંધી કુટી ફુંકી બાળ્યા.
વ્હાળા તનના થયા પછી શું માણવું રે. જગમાં. ૩
આ સહુ તો કાંઇ કામ ન આવે, ત્યારે ત્યાં તું શાથી ફાવે;
એ માટે ઉપાય કરવા ઉર આણવું રે. જગમાં. ૪
નિત્યે આ વિચાર ઉર ધારી, ભજશે **અનંત**નાથ મુરારી;
તેજ જશે સુખમાંહે સત્ય પ્રમાણવું રે. જગમાં. ૫

## પદ. ૫

રાગ ઉપરની ગરબીનો.

ભાવ કભાવે પણ કર ભક્તિ એમાં સાર છે રે, સત્ય વિચાર છે રે. ટેક.
દુઃખ ટળવા સુખ મળવા સારૂ, પણ જો પ્રભુ સ્મરણ છે પ્યારૂં;

તો અંતે એ ભવજળને તરનાર છે રે. ભાવ કભાવે પણ. ૧
સુખદુઃખ એ સહુને આપે છે, એજ ઉથાપે ને થાપે છે;
વિશ્વમાત્રનો એજ ખરો આધાર છે રે. ભાવ. ૨
અવગુણ તુજ ઝટ નવ ઉર ધારે, ગુણ થોડા પણ બહુ સંભારે;
ભક્તવત્સળા કરૂણાનીધિ અપાર છે રે. ભાવ. ૩
આલોકે પરલોકે સઘળે, ભક્તિ વિના કહીં દીન ન વળે;
**અનંત** અનુભવમાં નવ ફેર લગાર છે રે. ભાવ. ૪

## પદ ૬.

રાગ એજ.

જીવડા ધીર ધરીને ભજન કરે જો ભાવથીરે; નર તન લ્હાવથીરે. ટેક.
દુઃખથી ડગમગીશ નહીં મનમાં, થશે જશે એતો ક્ષણ ક્ષણમાં;
પ્રભુ ભુવનમાં કષ્ટ કલેશ કશુએ નથીરે. જીવડા ધીર ધરીને. ૧
સુખમાં શું કરવાને ખૂંચે, સંગ આવવાનું કહે શું છે;
નવ ભૂલીશ માયા પ્રપંચના દાવથી રે. જીવડા ધીર ધરીને. ૨
પ્રભુભજનમાં જે પળ કાઢી, તેજ આવશે અંતે આડી;
ચિત્ત લગાડી તેમાં તજ બીજી મતી રે. જીવડા ધીર ધરીને. ૩
સુખદુઃખમાં મન નહીં ખેંચાશે, તુજથી જો આ અર્થ સધાશે;
તો અંતે રહાશે કર **અનંત**ના પતિરે, જીવડા ધીર ધરીને. ૪

## પદ ૭.

રાગ એજ.

ખાલી જગની વાતો માંહે, વય નવ ગાળવુંરે; ચેતી ચાલવું રે. ટેક.
કામપ્રસંગે રહેવું જનમાં, પણ પ્રભુસ્મરણ રાખવું મનમાં;
માર્ગ ચુકે કે સત્વર પાછું વાળવું રે. ખાલી જગની વાતો. ૧

લોકો બોલે તે સાંભળવું, વૃથા કુથલીમાં નવ ભળવું;
રળવું મનમાં પ્રભુભજનમાં મ્હાલવું રે. ખાલી જગની. ૨
નવરાશમાં કુતર્ક ન કરવા, મુખથી મનથી હરી સમરવા;
લીધું પણ તે બનતાં સુધી પાળવું રે. ખાલી જગની. ૩
જગસુખ વધશે ને દુઃખ ઘટશે, લખચોરાશી ફેરા મટશે;
**અનંત** અંત લગી એવું સંભળાવું રે. ખાલી જગની, ૪

## પદ. ૮.

### રાગ એજ.

રાતે રોજ વિચારો આજ કમાયા શું અહીં રે, સુતાં મન મહીં રે ટેક.
ખાવાપીવા પ્રભુએ દીધું, તે માટે મેં શું શું કીધું;
એ ખાતું સરભર કીધું છે કે નહીં રે. રાતે રોજ. ૧
પાપરૂપ શું કરજ થયું છે, કીયું સાટે પુન્ય કર્યું છે;
પુન્ય પાપમાં વધેલ છે બાજુ કહીં રે.૨ રાતે રોજ વિચારો. ૨
જે માટે આ જગ તન દીધું, તે માટે મે શું શું કીધું;
વધુ ઘટુ કે સુધારવું શું તે મહીં રે. રાતે રોજ વિચારો. ૩
માયાએ કેવા ભૂલાવ્યા, બુદ્ધિજ્ઞાને કેવા ફાવ્યા;
કઇ સવળી ને અવળી રીતી છે રહીં રે, રાતે રોજ વિચારો. ૪
ભૂલ ચુકની માફી માગી, **અનંત**પતીને પાયે લાગી;
નિત્ય સુવે તે નિત્યે થશે સુખી સહીં રે. રાતે રોજ વિચારો. ૫

## પદ ૯.

### "પ્રાણીયા ભજી લેને કીરતાર" એ રાગઃ—

ભાવે ભજમન સીતારામ, અંતે એજ આવશે કામ. ટેક,
જન મેળવતાં મથી મથીને, ધન સાધન ને ધામ;
એમને એમ મુકીને જાતાં, દીઠાં ઠામોઠામ રે. ભાવે ભજ મન. ૧

સ્ત્રી સંતાનનીજ સેવામાં, ગાળે આખું જામ;
અંતે અલગ થાય એ સરવે, ત્યારે હારે હામરે. ભાવે ભજ મન. ૨
મોહ ઘણો રાખે તન ઉપર, પાળે ખરચી દામ;
એ પણ છેક છોડીને જાવું, પડ્યાં રહે હાડ ચામરે. ભાવે ભજ મન. ૩
વગ વિદ્યા ઇજત ધન સત્તા, જગના ઠાઠ તમામ;
બધાજ અહીં રહેવાના અંતે, કોણ ન સમજે આમરે. ભાવે ભજ મન. ૪
પ્રભુ સૌ દે એ સમજે તોપણ, થાતા ગુણહરામ;
અનંત ચેત હજીએ વખત છે, સેવ સદા સુખધામરે. ભાવે ભજ મન. ૫

## પદ. ૧૦

ઉપર પ્રમાણે રાગ.

શો તું જુવે જગતમાં સાર, લાંબો કેમ ન કરે વિચાર. ટેક.
ગાલ ગુલાબી જોઇ મોહે તવ, ધરડાંને સંભાર;
જો જીવ્યો તો એજ હાલ છે, ભભકો તો દીન ચારરે. શો તું જુવે. ૧
શણગારેલ હવેલી દેખી, મુવો બાપ સંભાર;
એની સાથ ગયું નથી તેમજ, તારૂં પણ તું ધારરે. શો તું જુવે. ૨
નારીમાં મન ખુંચી રહે તવ, જો તું વિધવા નાર;
વહેલો મોડો પણ વિયોગ છે, ફરી નથી મળનાર. શો તું જુવે. ૩
કુટુંબમાં ખૂંચે મન ત્યારે, આગગાડી સંભાર;
જુદે જુદે સ્થળથી સહુ આવ્યાં, વિવિધ સ્થળે જાનારરે. શો તું જુવે. ૪
તનનાં મનનાં જનનાં ધનનાં દુ:ખ છે પારાવાર;
સુખનાભાસ નીજ લાલચમાં, વૃથા જાય અવતાર. શો તું જુવે. ૫
સમજ અનુ જગની તૃષ્ણા તજ, ભજ શ્રીવર સુખકાર;
તન મન ધન એમાંજ રેકીને, ઊતરી જા ભવપારરે. શો તું જુવે. ૬

## પદ ૧૧.

રાગ એજ.

જગના મ્હોટા ખોટા માન, ભજન કરે તેજ ભાગ્યવાન. ટેક.
જગના મ્હોટા ચાર દીવસના, અંતે થતા હેરાન;
સુખદુઃખ ક્ષણિક ખમી હરી જનતો, સદા થતાં શ્રીમાન. જગના મ્હોટા. ૧
જગમાં બહુ ડાહ્યા ગણાય પણ, અંતે ભુલે ભાન;
એજ વખત હરીજનના ઉરમાં, પ્રકટે ઉત્તમ જ્ઞાનરે. જગના મ્હો. ૨
જગમાં મોજો કરે તેમને, મૃત્યુ થાય મ્હોકાણુ;
હરીની સેવા કરનારાંને, એથીજ મળે લ્હાણુરે. જગના૦ ૩
જગનાં ધનિક મુકી અહીં સઘળું, જાય મહાદુઃખ સ્થાન;
જગ છુટતાંજ હરીજનને તો, મળે અમુલ્ય વિમાનરે. જગના૦ ૪
જગના મહારાજાનો અંતે, જમ પકડે છે કાન;
ખરા હરીજનને લેવાને, આવે દેવ મહાનરે. જગના૦ ૫
મેળવતાં રાખતાં જતાં દુઃખ, મોટપ દુઃખજ સમાન;
અનુ સાચી મ્હોટાઇ જોઇએ તો, ભજ્યાજ કર ભગવાનરે. જગના૦ ૬

## પદ ૧૨.

રાગ એજ.

જેવું રહે છે શ્મશાનજ્ઞાન, તેવું સદૈવ રાખો ભાન. ટેક.
જોતાં જોતાં જેમ જતા રહે, જોયા જેવા જવાન;
તેમ અચાનક જાવું પડશે, સદા રહો સાવધાનરે. જેવું રહે છે. ૧
અલ્પ વખત સારૂં સોંપ્યાં છે, આ તન ધન સંતાન;
સૌને છુટાં પડવું છે એ, કદી ન ભુલો ભાનરે. જેવું રહે છે. ૨.
રહો જગમાં પણ ઉરમાં રાખો, એકજ અનુસંધાન;

નથી સદા અહીં રહેવું મ્હારે, જવું બીજે કોઇ સ્થાનરે. જેવું રહે છે. ૩
જવાબ લેનારો શીરે બેઠો, જબરો પ્રભુ મહાન;
જતાંવેંત એ હીસાબ લેશે, વાત રાખજો ધ્યાનરે. જેવું રહે છે. ૪
ચાર ઘડીનાં આ સુખ દુઃખમાં, શું બનવું ગુલતાન;
**અનુ** ઉદાસીન રહી જગતમાં, ભજયાંજ કર ભગવાનરે. જેવું રહે છે. ૫

## પદ ૧૩.

### રાગ એજ.

સાચું સમજ્યું તેજ ગણાય, જ્યારે વરતન તેવું થાય. ટેક.
સુંદર રસોઇ જાણી તેમાં, પેટ કદી ન ભરાય;
બાજરીનું પણ કરે ઢેબરૂં, ભુખ તો ત્યારે જાયરે. સાચું. ૧
લાખ રૂપીઆ મુકી રાખે, દીન નવ વળે જરાય;
પાંચ પાઇ પણ ખરચે ત્યારે, પાન સોપારી ખાય રે. સાચું. ૨
અનેક ઐાષધ જાણે એથી, રોગ ન મટે જરાય;
ઐાષધ કરે અને ચરી પાળે, ત્યારે દુઃખતો જાયરે. સાચું. ૩
ઘણું ભણી ઘરમાં બેશી રહે, તે નહીં પાઇ કમાય;
કરે નોકરી બુદ્ધિ ખરચે, ત્યારે મસ પંકાયરે. સાચું. ૪
તેમ જ્ઞાન જાણે દીન ન વળે, ભજન કરે અઘ જાય;
**અનંત** તેજ ખરા જ્ઞાની જે, નિશદીન હરીગુણ ગાયરે. સાચું. ૫

## પદ ૧૪.

### રાગ એજ.

જેવું સમજ્યો છે મનમાંહ્ય, તેવું વર્તન રાખ્ય સદાય, ટેક.
જાણ્યું સાર નથી જગસુખમાં, પછી કેમ તે ચાહ્ય;

સમજ્યો તેજ ખરૂં સમજ્યો છે, ફરી ભૂલ કેમ ખાય રે. જેવું. ૧
પાપ કર્યાં તેથી દુઃખ દીઠાં, તોએ ન કેમ ધરાય;
મનને વાળ કુરસ્તે જાતાં, માગ્ય પ્રભુની સ્હાય. જેવું. ૨
ભજનમાંજ છે સાર પછી, કેમ પ્રભુને ભૂલી જાય;
ટેવ પાડ્ય પ્રભુને ભજવાની, સમર્યા કર જગરાય. જેવું. ૩
ધનસાધન તન સફળ તેજ જે, પ્રભુ અર્થે વપરાય;
સ્વાધીન છે ત્યાં સુધી કરી લે, જે કંઇ કરી શકાય. જેવું. ૪
અંત સરવની પ્રીત તુટશે, તેને શીદ અતિ ચાહ્ય;
પ્રીત જોડ અનુપતીથી જેથી સઘળા અર્થ સધાય. જેવું. ૫

## પદ ૧૫.

### રાગ એજ.

જીવડા માનરે માન, હજીએ કેમ ન આવે સાન. ટેક.
ગાફલ હોય તો શાસ્ત્ર સુણીને, હજીએ ઊઘાડયા કાન;
ગર્ભ નર્કની અનેક આફ્તત, લટકે શીરે મહાન્ રે. જીવડા માનરે ૧
ભૂલી જાય કે હાલ કદી તું, એ સૌ ખોટું માન;
વખત થયો કે કંઠ પકડશે, ત્યારે આવશે ભાન. જીવડા માન. ૨
ધણી નજર નથી પડતો તેથી, બની ગયો મસ્તાન;
તું અંધ છે પણ એ દેખે છે, વ્યાપ્યો સઘળે સ્થાન. જીવડા માન. ૩
નશે કર્યોના એન વખતમાં, કર્યાં જાય નુકસાન;
સુખ ખરચીને દુઃખ વહોરે છે, છેક બની નાદાન. જીવડા માન. ૪
પુન્ય પૂર્વનાં ખાતાં હમણાં, સુઝે સહુ તોફાન;
એ ખરચી ખૂટી કે આગળ, વસમું છે મેદાન. જીવડા માન. ૫
ધણી ઠોકરો અહીં ખાય છે, નિત્યે થાય હેરાન;

તોપણ સમજી નવ સુધરે એ, વિનાશનુંજ નિશાન. જીવડા માન. ૬
અનુ હજી પણ ઉપાય કર તું, રાખ્ય બરાબર ધ્યાન;
તન મન ધનથી ખૂબ સેવી લે, રમાપતી ભગવાનરે. જીવડા માન. ૭

## પદ ૧૬.

"કૃષ્નને કરવું હોય તેમ કરે" એ રાગ.

રાત દીન શું લઘુતામાં ફરે, મોતનો ભય ન કેમ ઉર ધરે. ટેક.
પડવું પડશે પથારીમાં નહીં પ્રાણ કયમે નીસરે;
કામ નહીં લાગે આ કંઇપણ, એ પળ કેમ વિસરે. રાત દીન શું. ૧
જવુંજ પડશે માત્ર એકલાં, કોઇ સંગ નહીં કરે,
શું સંભારે કે ભુલે, તારો અર્થ નહીં સરે. રાત દીન શું. ૨
ઓસડ માનતથી થાકી જવ, નીરાશ થઇરાજ ખરે;
ત્યારે કોણ દીલાસો દેશે, એ ન ફિકર કેમ કરે. રાત દીન. ૩
જમ આવીને કંઠ પકડશે, નહીં માને કરગરે;
રોતો રહીશ અને લઇ જાશે, એ પાછો નહીં ફરે. રાત દીન. ૪
ઉપાય એનો અતી સુગમ છે, તોએ ન કયમ આદરે;
ખૂબ ભજી લે **અનંત**પતીને, જેથી કષ્ટથી તરે. રાત દીન. ૫

## પદ ૧૭.

રાગ એજ.

સભાગી સાચાં તેજ ગણાય, ભજનમાં જેનો દહાડો જાય. ટેક.
જગનાં સભાગીયાંનું ધન તો, દીન દીન ઓછું થાય;
બાકી રહે તે બધું અહીં મુકી, અંત એકલાં જાય. સભાગી. ૧
ભજન કરે તેની ખરચી તો, દીન દીન વધતી થાય;

અંત સંગ આવેને એથી, સુખો અપાર ચખાય. સભાગી. ૨
જગના વડા કુટુંબીને તો, સહુ મળી ફોલી ખાય;
અનેક ચિંતા સદા બની રહે, અંત વિયોગ સદાય. સભાગી. ૩
હરીજન કુટુંબ હર્ષ વધારે, ભક્તિ વધુ કરાય;
અંતે પ્રભુને ઘેર એકઠાં, અનેક સુખો પમાય. સભાગી. ૪
જેમ સોચ્યો તેમ અહીંને ત્યાંનો, એવો ફરક જણાય;
માટે જગ કરતાં ભક્તિમાં, **અનંત** વધુ લોભાય. સભાગી. ૫

## પદ ૧૮.

"પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાશે" એ રાગ.

જગનાં સુખ દુઃખથી શું મ્હોવું, અંતે તો નક્કી ખોવું. જગનાં ટેક.
મહા સુખી કે મહા દુઃખી પણ, મરતાં બંને અંતે;
ધન કુટુંબ સુખ વધતું તેને, વધુ રહે ભય ચંતે. જગનાં. ૧
આ ભવમાં પણ પળમાં પલટે, સુખ દુઃખ કર્મ પ્રમાણે;
વધુ ખુંચે તે વધુ પીડાતા, સમજુ મન નવ આણે. જગનાં. ૨
પ્રારબ્ધો ભોગવે છૂટકો, સમજી ચૂકયાં જયારે;
ભોગવતાં પાછું ગભરાવું, સમજ્યાં શાનું ત્યારે. જગનાં સુખ. ૩
સદા નથી રહેવું સુખ કે દુઃખ, થશે જશે ઘટમાળા;
બોધ બીજે દે પોતે ભૂલે, ન ભજે શ્રી ગોપાળા. જગનાં સુખ. ૪
દ્રઢ રાખો વિશ્વાસ પ્રભુનો, ભજયા કરો દીનરાતે;
**અનંત** એથી અંત તમારૂં, એવ થશે સહુ વાતે. જગનાં સુખ. ૫

## પદ ૧૯.

રાગ ઉપરનો.

હજીએ ભીર સમજોરે ભીર સમજો, જગજનનો મોહ તજોરે. હજીએ. ટેક.

કહીક ગયા જેમ બધું તજીને, તેમ તમે પણ જાશો.
આળસમાં આયુષ કાઢ્યું તો, અંતે અતિ પસ્તાશો. હજીએ. ૧
દુઃખ જાવાને મથ્યા કરો શીદ, એમ નથી દુઃખ જાવું
ક્ષણિક સુખ પણ અંત ખૂટશે, છે અવળુંજ કમાવું, હજીએ. ૨
મૂરખ ડાહ્યાં થાઓ ન સરખાં, ફરી ફરી જાઓ ન ભૂલી;
પ્રભુ ભજવા જાણો જીવતરની, પળ પ્રત્યેક અમુલી. હજીએ. ૩
શું જગસુખને રહો જંખતાં, દુઃખે રહો શું મુંઝાઇ;
એ એકે બેશી નહીં રહેશે, સાચી કરી લ્યો કમાઇ. હજીએ. ૪
સમજ્યાં તે સાર્થક કરવાનો, સાચો અવસર આ છે;
અનંત તેજ ન અવળો ગાળો, પ્રભુ ભજો દીન રાતે. હજીએ. ૫

## પદ ૨૦.

રાગ એજ.

દુખડાં આવે છે નિજ પાપે, શ્રીવર તો દુઃખને કાપે; દુખડાં. ટેક.
ધન આવરદા શરીર તણાં સુખ, મળતાં પુન્ય પ્રમાણે;
પુન્ય પુરાં થાતાં તે જાતાં, સમજુ દુઃખ ન આણે. દુખડાં. ૧
નથી નિત્ય રહેવાનું તેને, નિત્ય કરીને માનો,
નિત્ય નથી તે નજ રહે નિત્યે, શોચ એ વિશે શાનો. દુખડાં. ૨
મરવું સૌને નક્કી ગણીએ, તોપણ ડર્યાંજ કરીએ;
મૃત્યુ એથી મટે નહીં પણ, દુખી હાથથી ઠરીએ. દુખડાં ૩
હરી ન ભજ્યા તેથી દુઃખ આવ્યું, એમ માનીએ ચિત્તે;
તો પણ ધૈર્ય રાખી નવ ભજીએ, એ દુઃખ કયાંથી વીતે. દુખડાં. ૪
ઓસડ ખાતાંવેંત શરીરના, મહારોગ નવ જાય;
ક્રમે ક્રમે અનુ પતિ સ્મરણથી, દુઃખો જાય સુખ થાય. દુખડાં આવે છે. ૫

## પદ ૨૧

રાગ એજ.

જગદુખ દેખીને નવ ડરશો, પ્રભુને નવ ક્ષણે વિસરશો. જગદુખ. ટેક.
કર્યાં હોય પુર્વે મહા પાપો, તેનાં ફળો નડે છે;
પાપ વિના દુઃખ કદી ન આવે, એ સમજુ સમજે છે. જગદુખ. ૧
કાંધાં મુજબ કરજ ચુકવવું, એમાં શીદ ગભરાવું;
જે વેઠયું તે ઓછું થાતું, ફરી ન એ દુઃખ થાવું. જગદુખ. ૨
હરી ન ભજી કુકર્મ કરેલાં, તેના ફળ આ દેખી;
આગળ દુઃખ ન પડે તે માટે, હરી ભજે સુવિવેકી. જગદુખ. ૩
સમજુ જેમ દુઃખો વધુ દેખે, તેમ વધુ હરી ભજતા;
અણસમજુ હિંમત હારીને, વધુ શાંતીને તજતા. જગદુખ. ૪
વળગ્યાં રહો અનુપતીને ચરણે, તોજ ખરાં સુખ થાશે;
જગતો ચાર દિવસનું છે પણ, અંત ખરૂં સમજાશે. જગદુખ. ૫

## પદ ૨૨.

રાગ એજ,

જગમાં મીઠા તો મોરારી, દીઠું બીજુ તો દુખકારી. જગમાં. ટેક.
પ્રથમ તપાસ્યું તન તો તેને, ભુખ તરશ નિત લાગે;
રોગ પીડે દુઃખ ટાઢ તાપનું, અંતે બળતું આગે. જગમાં. ૧
ધન દીઠું તે ધાર્યું ન મળે, મેળવતાં દુઃખ ભારે;
જાળવતાં દુઃખ જાતાં મહાદુઃખ તૃપ્તી કદી ન લગારે. જગમાં, ૨
કુટુંબજન સરવે સ્વારથીયાં, ફીકર સરવની ન્યારી;
વહેલાં મોડાં સૌને તજવાં, એ પીડા વળી ભારી. જગમાં. ૩

જગસુખ આશા આગ વિષય ઘી, તૃપ્તી ન થાય કેમે;
સાચાં સુખ શાન્તિ જોઇએ તો, ભજ અનુપતીને પ્રેમે. જગમાં. ૪

## પદ ૨૩.

રાગ એજ.

સાચા સ્વામી શ્રીવિશ્વપતી, બીજું કોઇ નથીજ નથીરે. સાચા. ટેક.
માત પિતા મરી જાય પ્રથમ કે, પ્રથમ એકલા જઇએ;
જીવતાં અશક્ત થાયને વળી, સદા સંગ નવ રહીએ. સાચા. ૧
સ્ત્રી પુત્રાદિક મીત્ર મુરબ્બી, સૌની એકજ રીતી;
સૌ સૌને રસ્તે જનારાં, સ્થીર ન કોઇની પ્રીતી. સાચા. ૨
પાસે હોય બધાંએ તોપણુ, વિપતી સમયે નકામાં;
દુ:ખી થઇને દુ:ખ વધારે, બેશી રહીને સામાં. સાચા. ૩
તનમાં મનમાં જનમાં જયારે, અડચણ કંઇ પણ થાય;
સૌ અડચણુ સૌ સમયે સઘળે, અનુપતીથીજ કપાય. સાચા. ૪

## પદ ૨૪.

"ગોવીંદજી પ્રાણુ અમારો રે"

જોયું મેતો જગતની માંહીંરે, પ્રભુ વિના સાર ન કયાંહીં રે. ટેક.
હાડ માંસ ચામડે મઢયું રે, તન મળમૂત્ર સમેત;
વિવિધ દુ:ખો દે અંતે તજવું, એ પર શું રહે હેત. જોયું મેતો. ૧
મહાન મહેનત પ્રથમ કરાવી, પછી મળે પકવાન;
સ્વાદ ક્ષણિક ને અંતે વિષ્ટા, એમાં શું તુજ ધ્યાન. જોયું. ૨
ભૂષણુ વસ્ત્ર મળે મહેનતથી, ત્રપ્તી કદી નવ થાય;
ફોકટ ભભકો અંતે તજવો, એને ચિત કેમ ચાહ્ય. જોયું. ૩

ધન ધર સામન સંગ્રહ કરવો, અંતે બીજાને માટ;
માન કીર્તિ ધુમાડાના બાચકા, ફળ કેવળ ઉચ્ચાટ. જોયું ૪
વધુ વૈભવ તેમ ઉચ્ચાટ વધતો વધતાં પાપો થાય;
બધુંજ દુઃખદા અંતે દીઠું, એકે અનુ નહીં ચાલ. જોયું. ૫

## પદ ૨૫

રાગ ઉપરનો.

સાચા સ્નેહ રૂં ઠેકાણું રે, પ્રભુ વિના અન્ય ન જાણું રે. ટેક
જનમ જનમનાં જૂદાં જૂદાં, માત પિતા પરિવાર;
સુખ દુઃખ અલ્પ આપીને તજતાં, ન ફરી મળે લગાર. સાચા સ્નેહ. ૧
તનનાં ખોખાં અનેક બદલ્યાં, તેવું આ પણ એક;
આપણેજ છોડીને જાશું, રાખ થશે એ છેક. સાચા સ્નેહ. ૨
ઘર ધન સામન સંગ્રહ વિધવિધ, અંત ન આવે કામ;
ભોગવીએ અ૫ગે બીજાનું, જાણો તેમ તમામ. સાચા સ્નેહ ૩
જગમાં પણ વિપતી વેળા તો, કશું ન લાગે કામ;
સ્વાર્થીને પરતંત્ર જનોપર, વૃથા ન રાખો હામ. સાચા સ્નેહ. ૪
સાચો સંગી અંતે બેલી, સરવ સુખોનું મૂળ;
કરવી પ્રીત અનંતપતીથી, સરવ રીતે અનુકુળ. સાચા સ્નેહ ૫

## પદ ૨૬.

"હું શું જાણુ કે વ્હાલે મુજમાં શું દીઠું રે" એ રાગ.

જગતમાં સુખ મને જરીએ ન લાગ્યું રે;
એથી છુટવાનું મેતો પ્રભુ પાસે માગ્યું રે;
જગત જેલમાં બધે દીઠું દુઃખ ભારી રે. ટેક
નિકળી જવાની લાધી પ્રભુ પદ બારી રે. જગત. ૧

જગ કુપમાંહે પડયો ઊંડે ઊંડો ચાલ્યોરે,
નાખી ગુરૂ સાંકળ હરીએ મને ઝાલ્યોરે. જગત. ૨
ભવજળ વમળમાં મનડું તણાયુંરે,
હરી નામ નાવ ત્યાંહાં ઉતમ જણાયુંરે. જગત. ૩
અનુ એ ઉપાયોવડે છુટું જગમાંથીરે,
જઈ રહું ત્યાં હું પાછો આવું નહીં જયાંથીરે. જગત. ૪

પદ ૨૭.

રાગ ઉપર પ્રમાણે.

જગતમાં સ્વાદ મને જરીએ ન લાગ્યો રે;
દહાડે દહાડે થાતો જાણું અલગ ને આઘોરે. જગતમાં સ્વાદ. ટેક.
તન મારૂં દહાડે દહાડે દીશે પીડાકારીરે,
અંતે પુંઝા બાળશે મળીને સ્નેહી ભારીરે. જગતમાં. ૧
ધન સાધનોએ દુઃખ વિધવિધ દે છેરે,
ચિંતા એની નીશદીન શાંતીને હરે છેરે. જગતમાં. ૨
સગાં સ્નેહી સ્વારથીયાં નહી સદાસાથીરે.
જેમ વધુ સ્નેહ તેમ વધુ પીડા થાતીરે. જગતમાં. ૩
માન મદ કેરૂં તો કરોને મુખ કાળુંરે,
ફોકટની પીડાએ મારૂં તો સુખ ટાળ્યુંરે. જગતમાં. ૪
મોત આવે ત્યારે નહીં કશું કામ લાગેરે,
માટે અનુ ડરીને હરીની સેવા માગેરે. જગતમાં ૫

પદ ૨૮.

રાગ કાલીંગડો

વાત ઘણી છે ભારી, જીવડા, જો તું ખુબ વિચારી;

સ્થિતિ થશે શી તારી, જીવડા જો તું ખૂબ વિચારી. ટેક,
ભણે ગણે જન ધંધા શીખે, તે તો આ ભવ સારૂ;
પણ જે ખપ લાગે પરભવમાં, તે સારૂ શું ધાર્યું. જીવડા જો તું. ૧
મરવું તો નક્કી છે, અહિંનું, તો સહુ અહીંજ રહેશે;
કયાં જાવું ને ત્યાં શું કરવું, કોણ મદદ ત્યાં દેશે. જીવડા જો તું. ૨
વિચાર કે ભૂલી જા પણ, શીર એ ધાંટી છે ભારે;
અહીંતો ચાર દિવસ ને, ત્યાંતો સદૈવ રહેવું તારે. જીવડા જો તું ૩
નર્કે જાતાં ભૂતજન થાતાં, અંતે બહુ પસ્તાતાં;
કેમ તારૂં પણ ન થાય એવું, જગમાં ગોથાં ખાતાં. જીવડા જો તું. ૪
કાળ અચાનક આવી પકડે, પછી ન કશું કરાતું;
વય થોડી ને ભય છે ભારે, માટે ઝટ સજ થા તું. જીવડા જો તું ૫
ચેત્ય નિત્ય સંભાર્યાં કર તું, **અનંતની** ચેતવણી;
રાત દિવસ રટ રમાપતીને, જગમાં વિમૂઢ ન બણી. જીવડા જો તું. ૬

## પદ. ૨૯

### રાગ ઉપરનો.

જે ન પ્રથમથી ચેતે, તેને મરવાનો ભય ભારે;
હરીને ભજે ન હેતે, તેને મરવાનો ભય ભારે. ટેક.
ખાવાપીવા ઘર ધંધામાં, ઉમ્મર બધી વિતાડે;
કાળ કરાળ આવી પહોંચે જપતે. ત્યારે બુમો પાડે. તેને. ૧
મારૂં મારૂં કર્યું ઉમ્મરભર, તે ન રહે પોતાનું;
સજ્જડ પ્રીતિ સદા તોડવી, એ દુઃખ ન થાય ન્હાનું. તેને. ૨
સહુતો ખાય પીયે રહે વાંસે, માત્ર એકલાં જાવું;
કયાં જઇશ શું થાશે મારૂં, એમ પડે ગભરાવું. તેને. ૩

મરવું એ નિશ્ચે સમજીને, પ્રથમ નહીં સંભારે,
તે જ્યારે આવે મુખ સ્હામું, ત્યારે બુમો પાડે, તેને. ૪
લુણહરામી કરી પ્રભુની, કર્યો હોય અઘ ભારી;
એ સઘળાંનું સ્મરણ થતાંમાં. વહે નેત્રથી વારી. તેને. ૫
ભય સહુ સાચો જણાય પાછો, જ્યારે જમ દેખાતા;
**અનંત** જે ન પ્રથમથી ચેતે, તે અંતે પસ્તાતા. તેને ૬

## પદ. ૩૦

રાગ ઉપર પ્રમાણે.

મરવાથી નવ ડરવા જીવડા, કરી રાખ્ય તૈયારી;
થાવા તે ભેપરવા જીવડા, કરી રાખ્ય તૈયારી.
મરવું છે મરવું છે એવું, નિત્ય સંભાર્યા કર તું;
આ જગ કાંઇએ કામ ન આવે, એ પણ નવ વિસર તું, જીવડા. ૧
જ્યાં જાવું છે હમેશ માટે, ત્યાંની ખરચી કરવી;
અહીંની સગવડ વય સામગ્રી, એ માટે વાપરવી. જીવડા. ૨
જેણે દીધું આંહી બધુંએ, તેજ ત્યાંહાં પણ દેશે;
હાલથીજ એનો થઈ રહેતો. પછી ફિકર નહિં રહેશે. જીવડા. ૩
એને જો સેવીને નીશદીન, કરીશ પાકી પ્રીતી;
મરતી વખતે તો સાંભરશે, જઇશ અંતે જગ જીતી. જીવડા. ૪
એ અંતે તેડવા આવશે, મોત ન થશે અકારૂં;
**અનંત** ઉલટું એમ લાગશે, ઉઘડયું સુખનું બારૂં. જીવડા. ૫

## પદ. ૩૧

રાગ.

ચાલ્યું જાયરે જાય. તારૂં આયુષ જોતાં જોતાં:

કેમ ન થાયરે થાય, તુજને ચિંતા ખાલી જોતાં. ટેક.
ઘણા નિરાંત તણા દિન ગાળ્યા, કશું ન કરી શકાયું;
તું ધીમો છે પણ મૃત્યુ તો, આવે ધાયું ધાયું. ચાલ્યું. ૧
ઘડી ગઇ ને પહોર ગયો ને, દીનના દીન વિતાડ્યા;
કંઇ પણ ખરચી કર્યા વિના તેં, કઇ કઇ મહીના કહાડ્યા. ચાલ્યું. ૨
આળસમાં ને આળસમાં, આવીને ઉભું રહેશે;
ઘણા ભરોંસે ભૂલ્યા તેમજ, દગો તને પણ દેશે. ચાલ્યું. ૩
હજી સમજ પ્રભુનું શરણું લે, મંડી જા દ્રઢ ચિત્તે;
આજ સુણે ને કાલે ભૂલે, એમ ન તો તું જીતે. ચાલ્યું. ૪
કમર બાંધ પાકા નિશ્ચયથી, હજી હાથ છે બાજી;
રાત અને દીન રટણ રાખીને, કર અનુપતીને રાજી. ચાલ્યું. ૫

## પદ ૩૨.

રાગ.

જીવડા જાગરે જાગ, કયારે કરીશ તું હીત તારૂં;
ભક્તિ માગરે માગ, એથી થશે સરવનું સારૂં ટેક.
બાળપણે તો ફુરસદ ન મળે, રમવા ને ભણવામાં;
યુવા અવસ્થા સરવ વીતાડે, ધનીક સુખી બણવામાં. જીવડા. ૧
ઘડપણમાં તો અશક્ત થાતાં, કશું બણી નવ શકતું;
ઘણો વખત ખોયો લલુતામાં, હજી ન કેમ અટકતું. જીવડા. ૨
શરીરની સેવા કરવામાં, બહુ તારૂં વય જાતું;
ઘણો જાય છે વખત સુવામાં, સમજીને સજ થા તું. જીવડા. ૩
નવરાં ગપ્પામાં તું તારી, ફુરસદ બધી વીતાડે;
વખત નથી મળતો એવી તું, ખોટી બુમો પાડે. જીવડા. ૪

ફરતાં ફરતાં જતાં આવતાં, હોય એકલો જયારે;
ખાલી મનમાં કરી કુતર્કો, વખત ગુમાવે ત્યારે. જીવડા. ૫
વખત જાય છે તેમ મોત તો, ચાલ્યું આવે પાસે;
અનુ અંત શું થાશે ત્યારે, એ નવ કેમ વિમાસે. જીવડા. ૬

## પદ ૩૩.

રાગ ઉપરનો.

ભજશ્રી રામરે રામ, શરણાગતના સાચા બેલી;
કર એ કામરે કામ, બીજી વાતો પડતી મેલી. ટેક.
જરાક પણ તક મળે કે તરત, રામ રામ જપ મુખથી;
કિર્તનથીજ કલીયુગ માંહે તો, તરી જતાં જન સુખથી. ભજશ્રી રામ. ૧
રાત દિવસ એ રામ જંખના, શ્રીવર સ્વામી મ્હારો;
અંતરમાં બેઠો અલબેલો, અનુપમ લાગે પ્યારો. ભજશ્રી રામ. ૨
અહિંનો સાથી ત્યાંનો સાથી, ખરો સગો ને સ્નેહી;
એની સેવા લેવા માટે, એણે દીધી દેહી. ભજશ્રી રામ. ૩
એનું એ ચાહે તેમ રાખે, એમાં ધ્યાન ન દેવું;
સંભારી સંભારી એને, કારજ સાધી લેવું. ભજશ્રી રામ. ૪
ખાતાં પીતાં જતાં આવતાં, ટેવજ એવી પાડો;
અનુ તમામ વખત ફુરસદનો, હરીભજનમાં કહાડો. ભજશ્રી રામ. ૫

## પદ ૩૪.

"જગદીશ જપરે" એ રાગનું.

જીવ ઝટપટ રે, તું શરણ પ્રભુને થાને. ટેક.
શું રહ્યો જગતમાં મોહી, ખાલી વય સઘળી ખોઇ;

નહીં કામ આવશે કોઇ, છોડ ખટપટ રે. તું શરણ પ્રભુને ૧.
સાચું સુખ કયાંહી ન પામે, દુઃખ દેખે ઠામોઠામે;
તોપણ હજી કાં ન વિરામે, બને શું નફ્ટ રે. તું શરણ પ્રભુને ૨
તારૂં ધાર્યું નથી થાતું, એ ઘડી ઘડી સમજાતું;
તોપણ કેમ આ જગમાં તું, બને લટપટ રે. તું શરણ પ્રભુને ૩
આ ભવ જો એમજ જાશે, તો અંત અતિ દુઃખ થાશે;
જો નહીં ચેતે તો વાંસે, થઇશ ફ્ટફ્ટરે. તું શરણ પ્રભુને ૪
તન મન ધન તારૂં ગણુ માં, સોંપી દે પ્રભુ ચરણમાં;
અનુપતીને રાખ્ય શરણમાં. નામ રટ રટરે. તું શરણ પ્રભુને ૫

## પદ ૩૫.

### રાગ ઉપરનો.

ભાવે ભજ ભજરે, ભગવાન ભક્તના બેલી. ટેક.
સરવે સુખ એથી થાશે, સરવે દુઃખ એથી જાશે;
તું ચાહીશ તેમજ મ્હાશે, ગરૂડધ્વજરે, ભગવાન, ૧
સૌથી મ્હોટા જગનાથા, તે પ્રીતિથી વશ થાતા;
મૂર્તિમાં સ્પષ્ટ જણાતા, અચિંત્ય અજ રે. ભગવાન. ૨
તન ધન ગણુ એને સારૂ, જીવન ગણુ એને પ્યારૂં;
સેવન કર ન્યારૂં ન્યારૂં, સદ્ય થા સજ રે. ભગવાન. ૩
જગતો છે ચાર દિવસનું, તે પણ નત્ર ત્હારા વશનું;
આ કામજ ખરૂં અવસ્યનું, સમજ સમજ રે. ભગવાન. ૪
સુખ દુઃખ તો આમે થાશે, પણ જો આ અર્થ સધાશે;
તો અનુ નિત્ય સુખ થાશે, અન્ય તજ તજરે. ભગવાન. ૫

## પદ ૩૬.

"બન ગયો બેદ" એ રાગ.

દીનને રાત, ફાંફાં તું શીદ મારે. દીનને રાત. ટેક.
ઘેર ઘેર ભટકીને જો કાંઈ પૂર્ણ નથી સંસારે;
પુરૂં સુખ અહીં નથીજ મળતું, મળે તોએ મરવું છે તારેરે. દીનને. ૧
ધન પામીશ તું લાખ તોએ, પણ ઊર તૃપ્તી નહીં ધારે;
અઘથી ડરી સરલ ઉદ્યમ કર, મળશે પૂર્વ કર્મ અનુસારે. દીનને. ૨
સ્ત્રી સંતાન વધુ છે તેને, પીડા થાય વધારે;
જે સોંપ્યાં તેનું કર પાલન, ખૂચ નહીં કોઈના પણ પ્યારે. દીનને. ૩
તનને માટે અનેક ત્રેવડ, કરી વૃથા જખ મારે;
આયુષ છે ત્યાં લગી નથી ભય, અવધ ખૂટે નહીં કોઇ ઉગારે. દીનને ૪
જગજંજાળ હવે ઓછી કર, એ કોઇએ નહીં તારે;
તારનાર અનુના સ્વામીને, વળગી ભજ્યાં કર વારમવારે. દીનને. ૫

## પદ ૩૭.

રાગ એજ.

બોધ સુણીને, ફરી વીસરી ન જા તું. ટેક.
ત્હારા હાથનીજ આ વાત છે, સમજી માહીત થાતું;
પછી વરત તું તેજ પ્રમાણે, કર્યાં વિના ફળ કદી ન પમાતુંરે. બોધ. ૧
અનેક ઉપાય કરવા છોડી, શરણું હરીનું સ્હા તું;
વળગી રહે એનાજ ચરણમાં, ઠામોઠામ હવે ન ટીચા તું. બોધ. ૨
તન મનથી કે સાધનથી, જે કાંઇ કરી શકાતું;
તે કર એની સેવ નિમિતે, હવે વધુ જગમાં ન ફસા તું. બોધ. ૩
ક્ષણે ન ભૂલી જાઉં હરીને એમ સદા ચિત ચ્હાતું;

વખત મળે કે ભજ શ્રી સ્વામી, ગુણ એના આનંદથી ગા તું. બોધ. ૪
વળગી જા એ ધંધે નક્કી, મૃત્યુ આવે ધાતું;
ઘણો વખત તો વૃથા ગયો પણ, હજી ચેત અનુ ચંચળ થા તું. બોધ. ૫

## પદ ૩૮.

રાગ એજ.

ભજન સુણ્યાનું, સાર્થક કર ભાઇરે. ટેક.
પકવાનોની નાત જમાડી, જનમાં મસ મલકાઇ;
સાકર શેર ધરી શ્રીવરને, હરીજનમાં ન પ્રસાદી વહેંચાઇરે. ભજન ૧
મેડી માળ ઝરોખા બાંધ્યા, મુકી જવાને આંહી;
હરીમંદીરની એક ઓરડી, હજી ન કેમ તુજથી બંધાય રે. ભજન ૨
સ્ત્રી પુત્રાદીક કાજ કરાવ્યાં, ભૂષણ વસ્ત્ર તણાઇ;
વાધાની પણ સેવા હરીની, હજી કયાંહી કીધી ન જણાઇ, ભજન. ૩
વિવાહ અધરણીના ઉત્સવમાં ધન વાપર્યું ધરાઇ;
ન્હાના પણ પ્રભુના ઉત્સવમાં, પ્રેમે પાઇને નથી વપરાઇ. ભજન. ૪
જગ કારજમાં કર્મો બાંધે, ખુવે કરેલ કમાઇ;
અનુ સમજ હજીએ અવસર છે, કર શ્રીવર સેવન ચિત ચાહી. ભજન. ૫

## પદ ૩૯.

"મોહે લાગી લટક ગુરૂ" એ રાગ.

જન ભજન કરી લ્યો મન ઘાલી, મુખથી નવ બબડો ખાલી. જન. ટેક.
સાંઝ પડીને વ્હાણું વાયું, જોતાં જોતાં વય ચાલી. જન. ૧
એજ કમાણી કરવા માટે, પ્રભુએ આ દેહી આલી. જન. ૨
માતપિતાને મન મસ ગમશે, બાળકની બોલી કાલી. જન. ૩

જગની બીજી સરવ વાતથી, વાત ગણો આ મસ વ્હાલી. જન ૪
**અનંત** ઉતમ અવસર આ છે, માણો પ્રભુપદમાં મ્હાલી. જન. ૫

### પદ ૪૦.

રાગ એજ.

નિત્યે શ્રીવરની સેવ કરો. ટેક.
જે ખાવા પીવાને દે છે, તેને કદી નહીં વીસરો. નિત્યે. ૧
પૈસો દમડી પણુ તે નિત્યે, લક્ષ્મીવર નિમિત વાવરો નિત્યે. ૨
તાંબું અરપે સોનું મળતું, એજ કીમીયો ખરેખરો. નિત્યે. ૩
ધીરે ધીરે અહીં જણાય નહીં, થાય ત્યહાં સંગ્રહ જબરો. નિત્યે. ૪
**અનં**તપતી જેટલું દે છે, દશાંશ તો સતત વાપરો. નિત્યે. ૫

### પદ ૪૧.

રાગ એજ.

પ્રભુને ભજવાનો નિયમ કરો.
એકે દીન ખાલી ન જવા દો, ખરી કાળજી દીલે ધરો પ્રભુને. ૧
ખાવું પીવું સુવું સંભારો, તેમજ આ પળ ન વિસરો. પ્રભુને. ૨
ઘડી ઘડી પણુ ભજો હમેશે, ટીપે ટીપે તળાવ ભરો. પ્રભુને. ૩
સુતાં ઉઠતાં અવશ્ય તેમાં, મુખે ભજો મનથી સમરો. પ્રભુને. ૪
**અનંતપ**તીને વળગી રહીને. ભવસાગર સુખ થકી તરો. પ્રભુને. ૫

### પદ ૪૨.

રાગ એજ.

લક્ષ્મીના પતીથી પ્રીત કરો.
એને મતલબ નથી કશાએ પણુ, તમે તમારૂં હીત કરો. લક્ષ્મી. ૧
એને શરણે થશેજ સારૂં, એવી ઉરે પ્રતીત કરો. લક્ષ્મી. ૨

એનું રટણ ન ક્ષણ પણ ભુલે, એવું નિર્મળ ચિત્ત કરો. લક્ષ્મી. ૩
એને ગમતું કરો રાતદીન, કશુંજ નવ વિપરિત કરો. લક્ષ્મી. ૪
એના ગુણગણ ગાઓ ઉમંગે, એનું સ્મરણ ખચિત કરો. લક્ષ્મી. ૫
અનંત એનું શરણ ગ્રહીને, જગ માયાપર જીત કરો. લક્ષ્મી. ૬

## પદ ૪૩.

રાગ "નારયણ નરસીંહ નરોતમ" એ રીતનો.

ક્યારે કરીએ હરી સ્મરણ એ કહેવું છેકજ ખોટું રે.
મુખથી શ્રીવર શ્રીવર કહેવું, કામ નથી એ મ્હોટું રે. ક્યારે. ટેક.
ખાવા પીવા વખત મળે છે, અવસર મળે સુવાનો રે;
ઘરધંધાનો વખત મળે કેમ, ન મળે હરી ભજવાનોરે. ક્યારે, ૧
નવરાં ગપ્પાં થોડાં મારો, વખત ઘણોએ મળશેરે,
મોડાં સુવો ઉઠો વ્હેલા તો, નિયમ બરાબર પળશે રે. ક્યારે. ૨
ધંધામાં તો કામ શરીરનું, જીભ તમારે વશ છેરે;
મનથી ચિંતા રાખે તેને તો, શુભ અવસર મલ છેરે. ક્યારે. ૩
તન સાધનની સેવા કરતાં, મનની સેવા ભારીરે.
તે મનમાંની કરી શકે છે, ચાહે તે નરનારી રે. ક્યારે. ૪
માટે મન રાખો માધવમાં ભજન કરો બહુ ભાવેરે;
અનુ લાગ મહાભાગ્ય તુલ્ય છે, ફરી ફરી નહીં આવે રે. ક્યારે. ૫

## પદ ૪૪.

રાગ એજ.

ડાહ્યાં ડમરાં થઇ બેઠાં પણ, કહો આજે શું કીધુંરે;
આખા દીનમાં પ્રભુ સ્મરણમાં ધ્યાન કેટલું દીધુંરે. ડાહ્યા ટેક.
પ્રભુએ તો ખાવાપીવાનું, દીધું રૂડી રીતે રે;

તમે તેની સેવામાં સાટે, શું શું કીધું પ્રીતેરે. ડાહ્યા. ૧
આધી વ્યાધી ઉપાધિ પ્રભુએ, કશું ન થાવા દીધુંરે;
એ સગવડમાં તમે કેટલું, સ્મરણ પ્રેમથી કીધુંરે. ડાહ્યા. ૨
વિવિધ કામ તનનાં નિજ જનનાં, જેવાં કીધાં જતનથીરે;
તેવાં તે દેનાર કાજ શું, કીધાં ! સોચ્યો મનથીરે. ડાહ્યા. ૩
ચિત્ત જેટલું રોકી રાખ્યું, જગના વિવિધ વિચારેરે;
મનન તેટલું પણ કીધું શું, પ્રભુનું પૂરણ પ્યારેરે. ડાહ્યા. ૪
જગ સમાન પણ જો નવ રાખો, જગદીશ્વરની પરવારે;
તો **અનંત** શા મુખથી આવો, પ્રભુ પાસે કરગરવારે. ડાહ્યા. ૫

પદ ૪૫.

રાગ એજ.

રાત દિવસ ચિત્ત ચિવટ રાખશો, તોજ ભજનતો થાશેરે;
નહિ તો ટેવ નથી એ તેથી ઘડી ઘડી ભૂલી જવાશેરે. ટેક.
ખાવું તો પેટજ સંભારે, આંખ સુવું સંભારે રે;
પહેરવું ઓઢવું તન સંભારે, આ સંભારવું ત્હારે રે. રાત. ૧
સ્રી માગે વસ્ત્રો ને ભૂષણ, બાળક ભાતું માગેરે:
નહીં માગી લે કદી **સી**તાવર, કંઇ પણ ત્હારી આગેરે. રાત. ૨
તન સંભારે નિજ સ્વારથનું, જન નિજનું સંભારે રે;
તારૂં હિત સંભારનાર જીવ, કોઇ નથી સંસારે રે. રાત. ૩
આળસ ઉંઘ અનેક વિચારો, વિઘ્ન રૂપ છે ભારે રે;
તેને ધૈર્ય રાખીને ઝીતીશ, પ્રભુ ભજશે ત્યારે રે. રાત. ૪
ક્રયાં વિના ફળ ન મળે માટે, હમણાં તો શ્રમ પડશે રે;
પણ તેનાં ફળ **અનંત** અંતે, જરૂર તુંજને જડશેરે. રાત. ૫

## પદ ૪૬.

રાગ ઉપરનો.

ભક્તિ કરે કરી નહિં જાણે, લાભ પુરો નહીં એથીરે
ઉલટાં નવાં વધે નહિં પાપો, જાળવવું એ ચેતીરે. ભક્તિ ટેક.
મંદિર જવા તજે ઘર ધંધો, રસ્તે કહીકને નિંદેરે;
પુન્ય થવાને સાટે ઉલટાં, વધુ બંધાતાં ફંદેરે. ભક્તિ. ૧
જેનાં દર્શન માટે આવ્યાં, તેને ન જુવે ધારીરે;
નિરખે ત્યારે પણ મન ભટકે, છબી ઝટ જાય વિસારીરે. ભક્તિ. ૨
મંદિરમાં બે ઘડી રહેતો પણ, કાંતો ગપ્પાં મારે રે;
કાંતો જુવે તમાશો બેઠાં, કાંતો વૃથા વિચારે રે. ભક્તિ. ૩
ભજન કરે તો મુખથી બબડે, અર્થ ઊરે ન ઉતારે રે;
રાગ અને સારી આવડનું, અભિમાને ઉર ધારે રે. ભક્તિ. ૪
સેવ કરે તો જગસુખ સારૂ, કાંતો કીર્તિ સારૂરે;
ન્યાલ કીધા શ્રીવરને એવું, સમજે તે વળી ન્યારૂં રે. ભક્તિ. ૫
મદ આણી કઇકને અડાવે, માન બહુ ચિત્ત ચાહ્ય રે;
ફળ પણ અંતે તેનું અંતુ, કર્યા પ્રમાણે થાય રે. ભક્તિ, ૬

## પદ ૪૭.

રાગ ઉપરનો.

ભક્તિ કરો તો તે કરી જાણો, ફળે યથારથ જેથી રે;
જે કરવું તે પુરણ કરવું દોષ રહિત હેતેથી રે. ટેક.
મંદિર જવું મુખે પ્રભુ ભજતાં, લાભ બેવડો એમારે;
પાપ થાય નહીં ને ભજાય હરી, એ ઘડી જાય મજેમાં રે. ભક્તિ. ૧
પ્રેમ આણી શ્રીવરનું દર્શન, નખ શીખ નીરખી કરવું રે;
પછી ઘેર નિરાંતે સુતાં, ધ્યાન બરાબર ધરવું રે. ભક્તિ. ૨
કરવું ભજન પરોવીને મન, અર્થ રાખવા સંભારી રે;

પછી વરતવું તેજ રીતથી, ભય શ્રીવરનો ધારી રે. ભક્તિ. ૩
સૌના દાસ બનીને રહેવું, સેવા બને તે કરવી રે;
બદલામાં પ્રભુકૃપા માગવી, બીજી આશ ન ધરવી રે. ભક્તિ. ૪
બધું પ્રભુનું છે તેમાંથી, જે હરી આપ સ્વીકારે રે;
તે માટે મદ તજીને ઉલટો, પાડ માનવો પ્યારે રે. ભક્તિ. ૫
કાઢ્યો વેશ ભજવવો પૂરો, શરમાવું નહીં જરીએ રે;
અનુ સ્નેહ ને સત્યપણાથી, શ્રીવરને વશ કરીએ રે. ભક્તિ. ૬

## પદ ૪૮.

"શું કરવું છે સજની રે બીજાને મ્હારે" એ રાગ.

પ્રભુનું ભજન કરી લેવું. જગતમાંહી હરીનું ભજન કરી લેવું;
કશુંએ સ્થીર નથી રહેવું રે, જગતમાંહી હરીનું ભજન કરી લેવું. ટેક.
સુખમાં ખૂબ સેવી લ્યો શ્રીવર, ટાણું ન મળે ફરી એવું રે. જગ ૧
નિત્ય નથી રહેવું એ સમજી, દુઃખે ધીરજ ધરી રહેવું રે જગ. ૨
રાગ દ્વેષ ક્રોધનો નવ કરવો, આપણું તેનુંએ તેવું રે. જગ. ૩
કરી મુકયાં કર્મો ભોગવવાં, એમાં ધ્યાન શું દેવું રે; જગ. ૪
**અનંત** આગળ તેવું પામશો, હમણાં કરશો જેવું રે. જગ. ૫

## પદ ૪૯.

રાગ એજ.

કામ નહીં આવે કોઇરે, જગતમાં, કામ નહીં આવે કોઈ;
શીદને રહો છો મોહી રે, જગતમાં કામ નહીં આવે કોઈ. ટેક.
જનની કુથલીઓ કરવામાં ખાલી વય બહુ ખોઇ રે. જગતમાં. ૧
ખરાં દુઃખો તો જાતે ખમવાં, જનતો રહે છે જોઈ રે. જગતમાં. ૨
ઘણાંજ પ્રિય પણ જાય તજીને, પુંઠે રહીએ રોઇ રે. જગતમાં. ૩

ક્યાં આપણે એજ વેઠીએ, નિમિત માત્ર સ્નેહી દ્રોહીરે. જગતમાં. ૪
એ સંભારી રાખી અનુ રહે, પ્રભુપદમાં ચિત્ત પ્રોઇરે.- જગતમાં. ૫

### પદ ૫૦

રાગ એજ.

માગ પ્રભુથી અહેવુંરે, ફરી ફરી ન પડે કહેવુંરે. ટેક.
જેમ ખરચીએ તેમ ખુટે છે, એવું ધન શીદ લેવુંરે. ફરી ફરી- ૧
ઘડિઘડિ દુઃખદે તજે આખરે, એ તનમાં શીદ રહેવુરે. ફરી ફરી. ૨
ફરીફરી મરવું અવતરવું, કયાં સુધી એ સ્હેવુંરે. ફરી ફરી ૩
માગય નિત્યને સંપૂર્ણ સુખ, નથી ત્રિલોકમાં તેવુંરે. ફરી ફરી. ૪
એજ અનુ ચહાકે હું કયારે, પ્રભુને પ્રત્યક્ષ સેવુંરે. ફરી ફરી. ૫

### પદ ૫૧.

રાગ એજ.

ગણુ શ્રીવરને પ્યારારે, સરવથકી ગણુ શ્રીવરને પ્યારા;
એજ સદા ન્હાનારારે, સરવથકી, ગણુ શ્રીવરને પ્યારા. ટેક.
એ વલ્લભ કદીએ નહીં છોડે, છોડશે કુટુંબ દારારે. સરવ.- ૧
સાધન સહુ અલગ થાય છે, એ નથી થાતા ન્યારારે. સરવ. ૨
એ એકનેજ વશ કીધાથી. સરશે અર્થ સહુ ત્હારારે. સરવ. ૩
પાળે સંભાળે દુઃખ ટાળે, એ હરી જગદાધારારે. સરવ. ૪
એની ગરજ સદા ત્હારે છે, કેમ ભુલે જીવ મ્હારારે. સરવ. ૫
સાચો છે સંબંધજ એનો, દાસ તું એ પતિ ત્હારારે. સરવ. ૬
અનંત એ પર બલીહારી જા, તન મનને ધન દ્વારારે. સરવ. ૭

### પદ પર.

"જોગીદ્રપણું તે શીવજી તમારૂં મેં જાણ્યું." એ રાગ.

શ્રીપતિને સ્નેહે સેવે, તેજ સાચાં માણસો છે;

બીજાં તો પશુ પક્ષી સમાનજ જણાતાંરે. ટેક.
અનેક ઉદ્યમ કરી પેટતો પશુએ ભરે;
દહાડે ફરે ચરે રાત પડે સુઇ જાતાંરે. શ્રીપતિને. ૧
પતિ પત્નિ ભાવ ધરે પ્રજાને એ પેદા કરે;
દુઃખ ટાળી સંભાળીને ખુશ થાતાંરે. શ્રીપતિને. ૨
ઉદ્યમ કરીને ફરી ફરીને વસ્તુ સંઘરી;
કુટુંબને સારૂ માળા બાંધતાં દેખતાંરે. શ્રીપતિને. ૩
શરીર સંતાન માટે વૃથા કાળ પુરો કરે;
મરે અવતરે એમ રહે અથડાતાંરે. શ્રીપતિને. ૫
એ ઘટમાળથી છુટવાની દેહી માત્ર આ છે;
તે વૃથા ગુમાવે તે **અનુ** અંતે પસ્તાતાંરે. શ્રીપતિને. ૫

## પદ ૫૩.

રાગ ઉપરનો.

શરીર સોંપ્યું છે તને પ્રભુએ લેવાને સેવા,
માટે મન મુકી દે તું હવે બીજા હેવારે. ટેક.
ચરણ આપ્યાં છે તને પ્રભુ ધામે ચાલી જવા;
જવા હરીજન પાસે સદબોધ લેવારે. શરીર. ૧
સેવા રૂપ સહુ કામ કરવાને કર આપ્યા;
અંજલીથી નમવા સુપાત્રે દાન દેવારે.
વાણી આપી રાત દીન રટવા શ્રીરામ નામ;
ગાવા પ્રભુ ગુનુને તે બીજાંઓને કહેવારે. શરીર. ૩
નયન દીધાં છે નીરખવાને મંગલરૂપઃ
વાંચીને સુશાસ્ત્ર પ્રભૂપદે સ્થિર રહેવારે. શરીર. ૪

કાન આપ્યા જ્ઞાન ગુણગાન ખુબ સાંભળવા;
ભાવ ઉપજાવી પ્રેમ સરિતામાં વહેવારે. સરીર ૫
અનંત ઉલટા ઉપયોગોથી અટક ઝટ;
રીઝવ રમાના સ્વામી શ્રી દેવાધિદેવારે. શરીર ૬

પદ. ૪૮

રાગ ઉપરનો.

જેણે પ્રભુને ન ભજ્યા તે બધા ઉધું સમજ્યા;
મુવા પછી ડાહાપણુ આવશે તે શા કામનું. ટેક.
જેમ બાળપણું રમી ભમીનેજ પુરૂં કરે;
તેનું માન મ્હોટા થએ ન રહે બદામનું. જેણે ૧
બીજવારો ખાઇને વિતાડે વાવણીનું ટાણું;
પછી પેટ બાળે ધાંન ઉગ્યું જોઇ ગામનું. જેણે ૨
શેઠ પુંજી સોંપી તે ઉડાવી નાખી એશ માંહી;
અંતે કેદ થાય ખાધું ઠરે એ હરામનું. જેણે ૩
જગમાં ગણાયા ડાહ્યા લોકો માંહે વખણાયા;
ચાય રધવાયા જ્યારે તેડું આવે રામનું. જેણે ૪
આગ લાગ્યા પછી કુવો ખોદે આગ નહીં બુઝે;
હજી અનુ ચેતી લ્યો શરણ હરીનામનું. જેણે. ૫

પદ ૫૫

રાગ ઉપરનો.

સેવી લીધા ચક્રપાણી તેણે તો કરી કમાણી;
દુખોથી છુટવા દેહી નૌકા રૂપ જાણીરે. સેવી.
તન ધન સાધન સોંપ્યાં પ્રભુએ સેવા માટે,

એ સંભારી રાખી મમતા ન કદી આણીરે. સેવી. ૧
જે જે સારૂં પામે તે પ્રભુને પ્રેમે ભેટ ધરે;
પ્રસાદી પામે એના પ્રભાવને વખાણીરે. સેવી, ૨
કાયાથી સુકૃત્યો કરે મનથી સુગુણો સ્મરે;
ઉચરે આનંદે હરીનામ ગુણ વાણીરે, સેવી, ૩
પોતાનું કશું ન ગણે જે મળે તે કૃપા ભણે,
પદે પદે પાડ માને પ્રભુને પ્રમાણીરે. સેવી. ૪
પ્રભુ રસ સ્વાદમાં જગ દુ:ખો લેખવે નહીં,
અનુ વૈકુંઠમાં જાય, અહીં મોજ, માણીરે. સેવી ૫

## પદ. ૫૬

" કહણુ થયા મહારાજ મથુરાં જઇ " એ રાગનું.

આજ ગયું ને કાલે જાશે, એમ ઉમ્મર તો વીતેરે,
માત્ર સાંભળ્યું કામ ન આવે ભજન કરે તે ઝીતેરે. ટેક.
કેમ કમાવું એ શીખ્યા પણ, ઉદ્યમ કશો ન કરતારે;
છતી મતિએ માત્ર આળસે, તે જન ભૂખે મરતારે;
દુ:ખી રહીને દુ:ખ વધારે છે, તું પણ એ રીતેરે, આજ ધયુંને ૧
શેઠ મોકલે પુંજી સોંપી, પરદેશની દુકાનેરે;
કરે ન કાંઇ વેપાર અને એ, ધન પોતાનું માનેરે;
ખાઈ ખૂટાડે સઘળી દોલત, ભાન ન રાખી ચિત્તેરે. આજ ગયુંને ૨
તેમ નિત્ય તું ખાય પીયે ને, સુવે સુખે વય કહાડેરે,
મરીશ ને જવ પ્રભુ પુછશે, શું કહીશ તે દહાડેરે;
સમજ્યું કયારે કામ આવશે, કરતો કાંઇ નથી તે રે. આજ ગયુંને ૩
હજી હોંશથી મંડી જા તું, કરવા માંડય કમાણીરે,

મુખથી મનથી ધનથી કર હરી સેવા ઉમંગ આણીરે;
એક દિવસ પણ ખાલી ખો માં, ક્યોંજ જાએ નિત્યેરે. આજ ગયુ. ૪
ઘણા કાળથી મફત ખાય એ કરજ શીરે છે ભારે રે;
માટે કમર બાંધ પક્કી છે ઘણું કમાવું તારે રે,
દરેક પળ છે લાખ લાખની મળવી નથી ફરી તે રે. આજ ગયું. ૫
હજી સુધારી રીતી ત્હારી સેવી સદા હરીને રે;
વળગી રહીશ રાત દીન એને ભૂલી ન જઈ ફરીનેરે;
તો અનુપતી લેહેણું મુંકી દઇ મળશે પુરણ પ્રીતેરે. આજ ગયું. ૬

## પદ. ૫૭

રાગ ઉપરનો.

પ્રભુને તું સેવવા માંડીશ તો સ્હાય પ્રભુ પણ કરશેરે;
ધીરે ધીરે અસંખ્ય પાપો, એજ શ્રી હરી હરશેરે. ટેક.
ઘણાં પાપથી બુદ્ધિ ત્હારી મેલી બહુ થઇ છે રે,
તેથી તે જગની જંજાળે છેક ખુંચીજ ગઇ છે રે;
સંભારી સંભારી હરી ભજ એથી મેલ ઉતરશેરે. પ્રભુને તું, ૧
રોજ રોજ તું ભજ્યાં કરીશ તેમ મતી સુધરતી જાશેરે;
રોજ રોજ તું ભજ્યાં કરીશ તેમ પ્રભુ પ્રિય વધુ થવાશેરે;
ટેવ પડી જાશે એ રીતે પછી તો નહીં વીસરશેરે. પ્રભુને તું ૨
કામ ક્રોધ મદ ધીરે ધીરે ઓછાં થાશે એથીરે;
ચિત શાન્તિ રહેશે ને થાશે ભજન વધુ હેતેથીરે;
પછી પ્રભુમાં મજા લાગશે એ ત્હારૂ મન હરશેરે. પ્રભુને તું ૩
જગનાં સુખડાં તુચ્છ જણાશે સરવે એ સુખ પાસેરે,
એ વિણુ બીજું ચિત્ત નહીં ચહાશે એ વિણુ નહીં રહેવાશેરે;
નૌતમ સ્વાદ બણ્યો રહેશે ને ઉર તેમાં થીર ઠરશેરે. પ્રભુને તું. ૪

ખરો સ્વાદ એ પ્રભુનો પામીશ પછી નહીં રહે ખામીરે,
સુખ દુઃખની પરવા નહીં રહે ને જશે પાપ સહુ વામીરે;
અનંત અંતે ખુદ જગસ્વામી તને વ્હાલથી વરશેરે. પ્રભુને તું. ૫

### પદ. ૫૮.

રાગ ઉપરનો.

સ્વાદ સીતાવરમાં શો છે તે અનુભવ વિણુ ન જણાયેરે,
જગનાં સુખથી કોટી ગણોએ ગણુતીથી ન ગણાયેરે. ટેક.
હમણાં તો અધ દુઃખનું ઓસડ જાણીને હરી ભજીએરે,
તે પણ મહેનત જેવું લાગે સ્વાદ કશો ન સમજીએરે;
તાવ હોય ત્યાં સુધી ન મુખમાં ખરો સ્વાદ સમજાયેરે. સ્વાદ સીતાવર૧
આંખ ઉઘાડી છે પણ ત્હારા ઉરમાં છે અંધારું રે;
પાપ ઘણાં કીધાં છે તેણે જ્ઞાન ઢાંકયું છે ત્હારૂંરે;
અંધ સદ્રશ તું વાત સાંભળે પણ સ્વરૂપ ન કળાએરે. સ્વાદ. ૨
માંદું પાળે કરી તેમ તું પાળ સુનીતિ પુરીરે,
ખાધાં જા તું પ્રભુ ભજનની માત્રા નિત્ય મધુરીરે;
એથી પાપ કપાય તેમ ઉરમાં અજવાળું થાયેરે. સ્વાદ. ૩
જ્ઞાન ઉઘડતું જશે તેમ એ સ્વાદ જણાતો જાશેરે,
હાલ પરાણે ભજન કરે પણ પછી એજ ચિત્ત મ્હાશેરે;
વધુ ભાવથી વધુ ભજે તેમ વહેલો સ્વાદ ચખાયેરે. સ્વાદ. ૪
અંતરમાં અજવાળું થાતાં ખરો સ્વાદ સમજાશેરે,
ખાનપાન ને વિષય સ્વાદ સહુ તુચ્છજ એની પાસેરે;
આપોપીજ ચખાયાં કરશે મનથી એ મન માંહ્યરે. સ્વાદ. ૫
આ ભક્તિ તે ઉપાય એનો એતો છે શ્રમકારીરે,

એથી ફળ રૂપે પ્રકટે જે તેની છે બલીહારીરે;
સ્વાદ ગોટીનો આંબો થઇને ફળે તદાજ પમાયરે. સ્વાદ. ૬
એજ સ્વાદથી મોહી મીરાંએ રાજ્યપાટ સહુ છોડયુંરે,
સ્વાદ મળે તેને એ જે રાખે હરીમાં ચિત્ત જ્હોડયુંરે;
અનુ છુટે સહુ જગની પરવા એથી ન્યાલ થવાયેરે. સ્વાદ. ૭

૫૬ પદ.

રાગ ઉપરનો.

જતાં આવતાં સુતાં ઉઠતાં શ્રીરામ શ્રીરામ કહેવુંરે,
પ્રભુસ્મરણ વિણ ક્ષણ પણ ખાલી બનતાં સુધી ન રહેવુંરે. ટેક.
ધ્યાંન દાંન તીરથ વ્રત પુજન સદા ન કરી શકાયેરે,
જીભ અને મન વશ છે તેથી આ તો ધાર્યું થાયેરે;
અર્થ બીજા તમામનો સારે ફળ આનું પણ એવુંરે. જતાં. ૧
વિના સ્વાર્થ વાતો કરવામાં વૃથા વખત નવ ગાળોરે,
નવરાશમાં કુતર્ક કર્યાની ટેવ સમુળી ટાળોરે;
ખરી કમાણી એ છે માટે ધ્યાન બરાબર દેવુંરે. જતાં. ૨
રસ્તે જાતાં મનમાં પ્રભુને ભજી શકાય સુખેથીરે,
ઠરે જાય ઘરકામ તદા પણ ભજી શકાય મુખેથીરે;
ફુરસદમાં તો તન મન વચને હરીસેવા સુખ લેવુંરે. જતાં. ૩
સમજ્યા છતાં આ કરીએ નહીં એ ભૂલ થાય છે ભારીરે,
છતાં ધને ખરચી ન સંઘરી મરતાં થવું ભીખારીરે;
સુખસાગર મુકીને ઉલટાં અંતે મહા દુઃખ રહેવુંરે. જતાં. ૪
ઘણાં પાપ કીધાં છે તેનું જોખમ છે શીર ભારેરે,

છતા લાગમાં કેમ ન ચેતે ઘણું કામ છે ત્હારેરે;
સંભારીને અનુ કર્યાં કર મનમાં સમજ્યો તેવુંરે. જતાં. ૫

## પદ ૬૦.

રાગ ઉપરનો.

ઘડી થાય કે તપાસ કરજે મનડું ક્યાં ભટકેછેરે.
જોયાં કર હરી સ્મરણ તજી એ ક્યાં જઈને અટકેછેરે. ટેક.
જેમાં એ અટકે છે તે અંતે પણ છે તજવાનુંરે,
એના કરતાં હરીસ્મરણનું કામ નથી કંઈ ન્હાનુંરે;
થશે થવાનાં ખાલી શોચે ફેર કશો ન પડેછેરે. ઘડી થાયને. ૧
જ્યાં ચુકે તે તુરત સમજવું એ મુજને ભૂલાવેરે,
ખોવરાવતું જે પળ ખાલી તે પળ ફરી ન આવેરે:
ફરી ફરી વાળવું પ્રભુમાં ત્હારૂં કામજ એ છેરે. ઘડી થાયને. ૨
ઉંધી ટેવ પડી ગઇ છે જે તે તજવી છે ત્હારેરે.
માટે ધ્યાન રાખ્ય એનાપર નિશદીન વારે વારેરે.
નથી બીજો શ્રમ પણ ઘડી ઘડી એ સંભારવું ઘટેછેરે. ઘડી થાયને. ૩
સમજ્યાં કે આ નહીં કરીએ તો અંત અતિ દુઃખ થાશેરે.
સમજ્યા કે આ થશે બરાબર તો સરવે દુઃખ જાશેરે;
પોતાનાં દુઃખ જવા થવા સુખ કેમ કમર ન કસેછેરે. ઘડી થાયને. ૪
થોડો વખત ચિવટ રાખીને કરતું ભજન પરાણેરે,
પછી ટેવ જ્યાં એજ પડી કે થયાં જશે સહુ ટાણેરે;
અગાધ દુઃખ પણ આમ કરે તે અનંત સહેજ તરેછેરે. ઘડી થાયને. ૫

## પદ ૬૧.

રાગ એજ.

ગમે તેમ પણ ભજે હરીને તે આખરે તરેછેરે;

લક્ષ્મિવરનો મહિમા અનુપમ સકળ શાસ્ત્ર ઉચરેછેરે. ટેક.
સાત દિવસમાં કથા શ્રવણથી તર્યાં પરિક્ષિત જેવારે,
કીર્તનથી શુકદેવ મુની પણ તરી ગયા છે તેવારે;
વંદનથી અક્રુર તર્યાં એ પ્રમાણ સિદ્ધ કરેછેરે. ગમે તેમ. ૧
અનેક સંકટમાં પણ બીજું નથી કર્યું પ્રલ્હાદેરે,
માત્ર સ્મરણમાં રાખ્યા શ્રીવર સુધાનિધિ મહા સ્વાદેરે;
દુઃખો હરી હરી અંતે તારે જે નિશદીન સમરેછેરે. ગમે તેમ. ૨
અર્ચનથી પૃથુરાજ તર્યાં છે જુવો કથા વંચાવીરે,
ગોપી સઘળી તરી માત્ર પ્રીતિ સ્વરૂપ પર લાવીરે;
સઘ તરે છે તે જે એને સાચે મને વરછે રે. ગમે તેમ. ૩
સખાભાવથી અર્જુનનાં દુખ કાપ્યાં વારે વરેરે,
અનેક વખતે સ્હાય કરીને અંતે તાર્યો પ્યારેરે;
ભાવ ધરો જેવો શ્રીવરપર તેવો આપ ધરેછેરે. ગમે તેમ. ૪
એક રીતે પણ પૂરણ સેવે તેને આપ ઉગારેરે,
તો જે તન મન જીવન અરપે પ્રભુને પૂરણ પ્યારેરે;
તેને **અનંત** તારે એમાં સંશય કોણ કરેછેરે. ગમે તેમ. ૫

## પદ ૬૨.

### રાગ એજ.

છે ભગવાન ભાવના ભુખ્યા ભાવથીજ વશ થાયેરે;
પરિપૂર્ણ પોતેછે જાતે, અન્ય કશું નવ ચ્હાયેરે. ટેક.
મેવા મુકી દુર્યોધનના ચાહી વિદુરની ભાજીરે.
દ્વારિકાપુરીના મહારાજા થયા તાંદળે રાજીરે;
પ્રીતિનીજ પરિક્ષા કરતા ભભકાથી ન ઠગાયેરે. છે ભગવાન. ૧

શવરીનાં ખાધેલાં બોરાં ખાધાં પૂરણ પ્રીતેરે,
દહીં માખણ આહેરનાં ખાધાં જગપતીએ પ્રિય ચિત્તેરે;
ખીચડી કરમાંબાઇ તણી તો સૌથી પ્રથમ ધરાયેરે. છે ભગવાન. ૨
જગને માયામાં બાંધ્યું તે જશોદાથી બંધાયારે,
એક પુષ્પ પશુનું સ્વીકારવા અડવાણે પગ ધાયારે;
જગ હર્તા એ વૃજવિનતાનો ખાધો માર ગવાએરે. છે ભગવાન. ૩
પિતા તુલ્ય પક્ષીને માટે ક્રિયા પ્રીતથી કીધીરે,
સૌ દેવોથી વધતી પદવી ધ્રુ બાળકને દીધીરે;
નાર થયા નરસૈયા કેરી જેને અજ શીવ ધ્યાયેરે. છે ભગવાન. ૪
ભાવ ધરે જે સ્વારથ માટે તેના સ્વારથ સારેરે,
ભાવ ધરે જે પ્રીતી માટે તેને પાળે પ્યારેરે;
અનંત સુખ દે એનું સેવન અનુ એજ ચિત ચાહેરે.છે ભગવાન. ૫

## પદ ૬૩.

"અર્જુન પ્રાણથકી મને વૈશ્નવ વ્હાલા" એ રાગ.

વૈશ્નવ હરી ભજવામાં નથી વેવરો, ન્હાનાં મોટાં કેરોરે;
કાળ કોઇની વાટ જુવે નહિ, અવધ થએ નાંખે ઘેરોરે. હરી૦ ટેક.
ઘરડાં થશું પછી ભજશું, એમ મૂરખ મન આણેરે;
જન્મતાંજ ભય છે મરણાનો, આયુષ કોઇ નવ જાણેરે. હરી૦ ૧
બાળપણે ઓછી ચિંતામાં, ભજન વધારે થાયરે;
મોટાં થએ વધે જંજાળો, વધુ જગમાં ઘુંચાયરે. હરી૦ ૨
તન સાધનની વધતી સગવડ, હોય જવાની માંહેરે;
ઘડપણમાં પરતંત્રપણામાં, એવું નહીંજ કરાયેરે. હરી૦ ૩
ઘરડાને તો અતી જરૂરત, થોડો વખત રહેછેરે;

તેમાં પણ નવ ચેતે તો તે. નર્ક પડીને સડે છેરે. હરી. ૪
વધુ થશે તો વધુ લાભ છે વૃથા ન વાંધા લાવોરે;
પોતાનું પોતે ન બગાડો લઇ લ્યો ઉત્તમ લ્હાવોરે, હરી. ૫
સારૂ કામ કીધુંજ ભલું છે તકને ન જવા દેવીરે;
ખુદનો સ્વારથ પણ નવ સાધે, એ સમજણ અનુ કેવીરે. હરી. ૬

## પદ ૬૪.

રાગ ઉપરનોજ.

હરી ભજવામાં નથી વેવરો, નાત જાતનો લેશરે;
ભાવ પ્રમાણે બદલો સહુને શ્રીવર સરખો દેશરે, હરી ભજવામાં ટેક.
બ્રાહ્મણ થઇને નહીં ભજે તો, અંતે નર્કમાં પડશેરે;
શુદ્ર સેવશે શ્રીવરને તો, શ્રીવૈકુંઠમાં ચઢશેરે. હરી૦ ૧
મહા પંડિત પણ નવ સમરે તો, અંતે મહા દુઃખ પામેરે;
કશું ન સમજે પણ ભજે પ્રેમે, તેનાં સહુ દુઃખ વામેરે. હરી૦ ૨
લખપતી હજાર રૂપિઆ ખરચે. તેમ સો પતિ એકરે;
બંનેને સરખું ફળ આપે, રાખે પ્રભુ વિવેકરે. હરી૦ ૩
પદાર્થની નહીં પણ પ્રીતિની. શ્રીવર કીંમત કરતારે;
શું દેશે કોઈ વિશ્વપતિને. દેવોના પણ ભરતારે. હરી૦ ૪
પાપ કાપવા સુખો આપવા, સેવા પ્રભુ સ્વીકારેરે;
ભાવ પ્રમાણે સિદ્ધિ એવું અનંત શાસ્ત્ર પુકારેરે; હરી૦ ૫

## પદ ૬૫.

રાગ ધુનનો,

આવા સ્વારથની વાત ભૂલી જાઓ નહીં,
પ્રભુ ભજો દહાડો રાત ભૂલી જાઓ નહીં,

ટુંકા સ્વારથોને સારૂ રાખો ઘણી ખંત;
સદાના સ્વારથ સારૂ, કાં રહો નચંત સાચા૦ ૧
જેની પંચાતોમાં કાઢી નાંખો છો આ કાળ,
આખરે એ કોઇ પણ નહીં લે સંભાળ. સાચા૦ ૨
શરીરમાં મોહ્યા પણ એ તો થશે શેલી;
મારૂં મારૂં કરો છો તે બધું જશો મ્હેલી. સાચા૦ ૩
આળસમાં આવરદા ઓછું થતું જાય;
તોએ ચટપટી કેમ ચિત્તમાં ન થાય. સાચા૦ ૪
સ્નેહમાં ફસાવી સહુ કાઢી લે છે કામ;
તમે કેમ પોતાનુંજ વિસારો તમામ. સાચા૦ ૫
ભજીને પ્રભુને તું કરી લે રૂડાં કાજ;
**અનંત** ચેતવાનો વખત તો છે આજ. સાચા૦ ૬

## પદ ૬૬.

રાગ એજ.

સાચા સ્વામી સીતારામને કાં ભજતાં નથી;
સહુ સુખો તણા ધામને કાં ભજતાં નથી. ટેક.
જનમીને ખરેખરૂં તો એજ છે કામ;
એટલાજ માટે દીધાં તન ધન ધામ. સાચા૦ ૧
સાર વાત છે એ સમજી ચૂકયાં તમામ;
જાણી બુઝીને કાં ઠરો નીમકહરામ. સાચા૦ ૧
ચાર ઘડીનોજ છે જગનો તો દમામ;
પુછશે પ્રભુજી ત્યારે હારી જશો હામ. સાચા૦ ૩
છુટી ચાર ઘડીની તો ખુટી જશે આમ;

કેમ ભુલી જાઓ જોતાં છતાં ઠામોઠામ. સાચો૦ ૪
ઘણો એ સમય વિતાડી દીધો ન કામ;
હજીએ સમજો અનુ વગ છે તમામ. સાચો૦ ૫

## પદ ૬૭.

"મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો" એ રાગની ગરબી.

વૈશ્નવ દૃઢ રાખો રે દૃઢ રાખો, નીરાંતે રહી રસ ચાખોરે. વૈશ્નવ દૃઢ રાખો. ટેક.
પ્રભુ છે સાગર કરૂણાનો, નથી કદીજ ભૂલી જવાનો. વૈશ્નવ૦ ૧
છે સદૈવ હિત કરનારો, દોષો દીલ નવ ધરનારો. વૈશ્નવ૦ ૨
રક્ષક છે પૂરણ પ્રતાપી, જડચ્યર સઘળે છે વ્યાપી. વૈશ્નવ૦ ૩
એ સમર્થ છે સરવેથી, નવ ડરો કોઇથી તેથી. વૈશ્નવ૦ ૪
અનુ સૌને સૌ દેનારો, છે તેજ તમારો પ્યારો. વૈશ્નવ૦ ૫

## પદ ૬૮.

વૈશ્નવ હરી સમરો હરી સમરો, નિત બનતી સેવા કરોરે. વૈશ્નવ૦ ટેક.
જાણ્યું કાંઈ કામ ન આવે, જે ભજન કરે તે ફાવે. વૈશ્નવ૦ ૧
સાચુંજ સમજવું તેનું, જે ભજન કરે નિત્ય એનું. વૈશ્નવ૦ ૨
સાચી આવડતજ એ છે, જે હરી ભજી જાણે છે. વૈશ્નવ૦ ૩
સાચી તેનીજ કમાણી, જે સેવે શારંગપાણી. વૈશ્નવ૦ ૪
અનુ સાચા એજ સભાગી, જેની પ્રભુથી લ્હે લાગી. વૈશ્નવ૦ ૫

## પદ ૬૯.

રાગ ઉપરનો.

ભક્તિ પ્રેમ કરોરે પ્રેમ કરો, જગનાં જનથી ન ડરોરે. ભક્તિ૦ ટેક૦
ડરવાનું તેને યમથી, જે પ્રભુને ભજે ન મનથી. ભક્તિ૦ ૧

જે ભજન થકી સરમાશે, તેની લાજ આખરે જાશે. ભક્તિ૦ ૨
જે હાલ ભક્તિ નહીં ન્હાશે, તે અંતે અતિ પસ્તાશે. ભક્તિ૦ ૩
જગ જનની પરવા ધારે, તે કોઇ ન આવે હારે. ભક્તિ૦ ૪
જો પોતાનું હીત ચાહો, તો અનુપતીનાં થઇ જાઓ. ભક્તિ૦ ૫

## પદ ૭૦.

રાગ ઉપરનો.

પ્રભુમાં મન રાખોરે મન રાખો, આળસ ઝટ કાઢી નાંખો. ટેક.
મૃત્યુ તો ક્ષણમાં રહાશે, પછી કશું જ નહીં કરાશે; પ્ર૦ ૧
નથી કરવું કોઇને સારૂ, છે હીત એમાંજ તમારૂં. પ્ર૦ ૨
નિત ખાઓ પીઓછો જેનું, કેમ ભજન કરો નહીં તેનું. પ્ર૦ ૩
છે પળ પ્રત્યેક અમૂલી, સમજીને જાઓ કાં ભલી. પ્ર૦ ૪
જગ ચાલ્યું જાય જુવોછો, વય ખાલી કેમ ખૂઓછો. પ્ર૦ ૫
નિત નિયમ કરી હરી સેવો, અનુ છોડો સરવ કુટેવો. પ્ર૦ ૬

## પદ ૭૧.

" કેરી સૈયર જેનો કંથડો " એ રાગ.

પ્રીતિ ન પ્રભુપર કાં ધરે, એણે આપ્યો અવતાર;
એજ ચલવી દેછે સદા, તારો સઘળો સંસાર. ટેક.
આંધળાની અગવડ જોઇનેરે, કેમ ન કરે વિચાર;
આંખો દીધી અણમોલ બે, એતે કેવો ઉપકાર. પ્રીતિ૦ ૧
બ્હેરાં ને બોબડાંની પીડારે, ભુલી જા માં લગાર;
સુખીયો તને પૂરો કર્યો, એનો કેવો છે પ્યાર. પ્રીતિ૦ ૨
લુલાં લંગડાં મહા રોગીયાંરે, દેખે દુઃખી ઠારોઠાર;
તુજને ઊગારે એ પીડા થકી, કેવી કરૂણા અપાર. પ્રીતિ૦ ૩

બાજી હજી છે એના હાથમાંરે, અભિમાન નવ ધાર;
ઘેલોજ કરી દે ઘડીકમાં, પછી શું કરે વિચાર? પ્રીતિ૦ ૪
કૃપા કરી છે ને કરે જતારે, અનુનાથ વારંવાર;
એની તો ગરજ છે સર્વદા, માટે ક્ષણે ન વીસાર. પ્રીતિ૦ ૫

પદ ૭૨.

રાગ ઉપરનો.

પ્રીતિ પ્રભુની જોઇને. સામો, તું પણ કર પ્યાર;
આપ્યું શરીર રૂપ નાવડું, એથી ઊતરી જા પાર. ટેક.
આંખો દીધી છે અમુલ બે રે, એણે કીધો ઉપકાર;
તો તું નિરખી ધાર્ય ધ્યાનમાં, એનાં અંગ અલંકાર. પ્રીતિ૦ ૧
કાન દીધા ઘણા કામનારે, સાંભળી લે સહુ સાર;
ઓળખી લે સુણી શાસ્ત્રથી, પ્રભુ પ્રાણના આધાર. પ્રીતિ૦ ૨
હાથ પગ કીધાં નિરોગીયાંરે, તારે સ્વાધીન સુખકાર;
તો તું કરી લે એ વડે, સેવા સરવે પ્રકાર. પ્રીતિ૦ ૩
વશ છે જીભ તો ત્યાં લગીરે, નામ એનાં ઉચ્ચાર;
મન બુદ્ધિ છે તે વડે, ગુણો એના સંભાર. પ્રીતિ૦ ૪
ધન સાધન દે તે થકીરે, શાસ્ત્ર રીત અનુસાર;
વાપર હરીની સેવમાં, આણી ઊર માંહે પ્યાર. પ્રીતિ૦ ૫
વય શકિત રહે ત્યાં સુધી, સુધારી લે અવતાર;
અનુ ઊત્તમ તક આવી છે, ભૂલી જા માં ક્ષણવાર. પ્રીતિ૦ ૬

પદ ૭૩.

રાગ ઉપરનો.

જેટલું પ્રભુ અર્થે કરે, તેજ સાર્થક જણાય;

ખાલી સંસારમાં વાપરે, તે અલેખે ગણાય. ટેક
જેટલો સમય હરી ભજે, તેજ જીવ્યું કહેવાય:
બાકી સમય નકામો ગયો, લાભ એથી નવ થાય. જેટ૦ ૧
ખર્ચે પ્રભુની સેવમાંરે, ખરૂં ધન તે લેખાય;
વાવ્યું જાણે ધાન ક્ષેત્રમાં, એ અસંખ્યગણું થાય. જેટ૦ ૨
ધુમધામો કરી વહી ગઇ, નહીં ચિન્હે દેખાય
પ્રીતિ પ્રભુની મેળવે, ફળે તે તો સદાય. જેટ૦ ૬
જગની મોજે દીન ચારનીરે, અંત સમયે પસ્તાય;
ભક્તિ ગમે તે રીતે કરે, કશી અલેખે ન જાય. જેટ૦ ૪
અનુ ઉતાવળાં થાઓ માં રે, છો ન જગસુખો ચખાય;
ખરચો બધું પ્રભુ કાર્યમાં, એથી ભાવટ સહુ જાય. જેટ૦ ૫

## પદ ૭૪.

રાગ ઉપર પ્રમાણે.

જગતપતિથી થાય પ્રીતડી, પછી શાની રહે આછ;
સુખમાં રહે જીવ સર્વદા, ક્ષણે થાય નહીં શોચ. ટેક.
સુખ દુઃખ જેના હાથમાંરે, જગત માત્રનું તમામ;
તેની કૃપા થાય તો પછી, કયું સરે નહીં કામ જગત૦ ૧
એજ દે છે દેવ ભુપનેરે, ધન વૈભવ ને ધામ;
પરિપૂરણ થઇ જાય તે, જેને ચાહે પૂર્ણકામ. જગત૦ ૨
અસુર સુર જેથી ડરેરે, ગણે જેને નિજરાય;
તે શ્રીવરના ખાસને, કોણ દુભે જરાય. જગત૦ ૨
ફેરફારો જગતના બધારે, થાય જેમ એ ચહાય;
તેજ લગામ ગ્રહે હાથમાં, તેનું હીણું કેમ થાય. જગત૦ ૪

જેનાં સુખોનો પારતોરે, શ્રુતિથીએ ન પમાય;
તે નિજ સુખો આપે પછી, લ્હાંણુ કયી ન લેવાય. જગત. ૫
આશાઓ અન્ય પડી મુકય તું મુકય બીજા ઉપાય;
વર અનુવરને વ્હાલથી, અર્થ સરવે સધાય. જગત. ૬

## પદ. ૭૫

"અબમેરી રાધેને" એ રાગ.

શ્રી વરને તે કોણુ નહીં ચ્હાયે, એથી સરવે અર્થ સધાયે. ટેક
નામમાંજ એવા ગુણુ છે કે, જો તે નિત ઉચરાય;
તો સરવે પાપોને બાળે, જેથી દુ:ખ સહુ જાય. એથી સરવે. ૧
એવું સુંદર સ્વરૂપ છે કે નીરખે નયન ન ધરાય;
અલંકાર આયુધ પણુ તેવાં, જેમાં મન લોભાય. એથી સરવે. ૨
સ્વભાવ પણુ એવો ઉત્તમ કે, કોપ ન કરે જરાય;
શત્રુનું પણુ સારૂં કરવા, સદા હ્રદયમાં ચ્હાય. એથી સરવે. ૩
ધામ વળી એવું અદ્દભુત કે, સ્વર્ગ જહાં શરમાય;
ભય દુ:ખનો તો ભાસજ નહીં ત્યાં, સદૈવ ઉત્સવ થાય, એથી સરવે. ૪
શ્રીપાર્ષદ આદી એનાં જન, સહુ એવાંજ જણાય;
થયો અનુ તું પણુ એનો એ, ભાગ્ય ખુલ્યાં કહેવાય. એથી સરવે. ૫

## પદ ૭૬.

રાગ ઉપરનો.

એવા પ્રભુને તે કેમ ભૂલાય, એ વિના ચહે પણુ ન્હાય. ટેક.
હરેક રસ્તે પણુ એ નિત્યે, પોપણુ કર્યાજ જાય;
જે જે મળે જગતમાં તેના, દાતા એજ જણાય. એ વિના. ૧.
સંકટ સમયે સંભાર્યાં કે, સદ્ય કરેછે સ્હાય;

અંધારે મનમાં વિનવીએ, તોપણ સમજી જાય. એ વિના. ૨
દોષ ઘણા કરીએ તોપણ એ, કોપ ન કરે જરાય;
નમ્ર બનીને કરગરીએ કે, તુરતજ પ્રસન્ન થાય. એ વિના. ૩
બીજાનું હિત કર્યાં જવું એ, ટેવજ જેની જણાય;
દુઃખી દીઠાં કે દયા ધર્યાં વિણ, જેથી નવ રહેવાય. એ વિના. ૪
જે ચાહે તે કરી શકે ફરી કોથી ન ફેરવાય;
જેનું ચરણ શરણ પકડયાથી. ભવની ભાવટ જાય. એ વિના. ૫
દેવી દેવ મનુષ કે યમથી પછી કશું ન કરાય;
જેના આશ્રયમાં જઇએ કે, નિર્ભય પટા પમાય. એ વિના. ૬
દેવો રૂપી મનુષ સમજુ સહુ, જેને શરણે જાય,
અનંત એનો થયો ત્યારથી, અનેક મજા ચખાય. એ વિના. ૭

પદ. ૭૭

રાગ એજ.

પેદા કીધાં છે શ્રી હરીએ, કેમ બીજા કાજ કાંઇ કરીએ. ટેક.
દેહ બનાવીને એ આપે, ત્યારે તો અવતરીએ;
તે પામી ચુકયાં કે તુરતજ, શું એનેજ વિસરીએ. પેદા. ૧
એની આપેલી વસ્તુથી, તનનું પોષણ કરીએ;
તે પાલન કર્તાને ન ધરી, લુણહરામ શું ઠરીએ. પેદા. ૨
એની વસ્તુ એને મુકી, કેમ બીજે વાપરીએ;
માલીકની આજ્ઞાને લોપી, શું અવળું આચરીએ. પેદા. ૩
એ જગના રાજાને મુકી. કેમ બીજે કર ભરીએ;
જેને જવાબ દેવો પડશે, શું તેથીજ ન ડરીએ. પેદા. ૪
એણે દીધું એને માટે, અનુ તેમજ વાપરીએ;

એકે બંધન ન બને તેથી સહેજે ભવજળ તરીએ. પેદા. ૫

## પદ ૭૮.

રાગ એજ.

શ્રીવર જેમ રાખે તેમ રહીએ, બીજું શીદ ચિતમાં ચહીએ. શ્રીવર. ટેક
એ સાચો સ્વામી છે સહુનો, એની વસ્તુ દઈએ;
મૂળથીજ પરતંત્ર છીએ તે, સ્વતંત્ર ક્યાંથી થઇએ. શ્રીવર૦ ૧
સ્વતંત્ર તેમ છતાં બનીએ પણ, એથી લાભ ન લઇએ;
મરજી મુજબ વરતવાથી તો, આ સહુ સંકટ સહીએ. શ્રીવર૦ ૨
જે બોજાથી દુઃખ સહુ આવ્યું, તે બોજો શીદ વહીએ;
જેનું છે તેનાંજ ચરણમાં, સઘળું સોંપી દઇએ. શ્રીવર. ૩
એની સેવામાંજ મચ્યા રહી, બીજું કશું ન કહીએ;
એ કરશે તે શ્રેયજ કરશે, એમાં વહેમ ન લઈએ. શ્રીવર. ૪
જેમ કરે તેમ કરવા દઇને, દૃઢ એના પદ ગ્રહીએ;
તો અંતુ અંતે આપોપી, એના પદમાં જઇએ. શ્રીવર. ૫

## પદ ૭૯.

રાગ કાલીંગડો.

શરીરને તું નથી અલ્યા જીવ, ભૂલીશ માં એ ઘડીએ;
તું તો તેનો પતિ અલ્યા જીવ, ભૂલીશ માં એ ઘડીએ. ટેક.
નખથી શીખા સુધી શરીરમાં, વિચાર જીવ કર્યો છે;
અવયવ ઇન્દ્રી જૂદાં જૂદાં, તું તો માંહી રહ્યો છે. રે જીવ ૧
હાથ નથી તું ચરણ નથી તું, ધડ માથું પણ નવ તું,
આંખ કાન કે જીભ નથી તું. એ ચોખું અનુભવ તું. રે જીવ. ૨

તમામ તન અહીં પડયું હોય નં, કહેશે જીવ ગયો છે;
મુડદું જોઇ સરવને નિશ્ચય, અનુભવ સિદ્ધ થયો છે. રે જીવ. ૩
એ દીવો મન જ્ઞાનસમાં છે, બધે પ્રભાથી વ્યાપે;
વિવિધ શરીરરૂપી ઘરમાં હરી, ફરી ફરીને સ્થાપે. રે જીવ. ૪
ઘણાં મળ્યાંને મળશે એવું, આપણુ છે તન ત્હારૂં;
અનુ નથી જીવ શરીર માટે, શરીર છે જીવ સારૂ. રે જીવ. ૫

## પદ ૮૦.

રાગ કાલીંગડે.

તન તો છે તુંજ સારૂ જીવડા, કેમ અવળું સમજે છે;
કરે નહિં હિત તારૂં જીવડા, કેમ અવળું સમજે છે. ટેક.
તું સ્વામી તે ઉલટો તનનો, ચાકર થઇ ફરે છે.
તું તારૂં હિત બધું વિસારી, અનુ કર્યાં કરે છે. જીવડા૦ ૧
પાળે સંભાળેને નિશદિન, વિધ વિધ લાડ લડાવે;
વય શક્તિ બુદ્ધિ આદિ સહુ, તું એમાંજ ગુમાવે. જીવડા૦ ૨
મથી મરે એ માટે તું તવ એ શો બદલો દે છે;
એકે વાતે તૃપ્તી ન કરી, વધુ વધુ માગે છે. જીવડા૦ ૩
આગ રૂપ એ આપ બણેને, જે દે તે ઘી જાણે;
જેમ દે તેમ વધુ માગી કનડે, ત્હારી દયા ન આણે. જીવડા૦ ૪
એમ ઉમર ભર કરે નોકરી, જેની સાચે ભાવે;
તે પાછું અંત તો દગો દે સંગે નહીંજ આવે. જીવડા૦ ૫
નથી એટલેથી હદ રહેતી, મુવા પછી પણ પાછાં;
એને માટે અઘ કીધાં તે, ભોગવવાનાં સાચાં. જીવડા૦ ૬
સુખી થવાને સાધન પામ્યાં, દુખડાં તેજ વધારે;

અનંત એ તારીજ ભૂલને, તુજ ન કેમ વિચારે. જીવડા૦ ૭

પદ ૮૧.

રાગ ઉપરનો.

શરીર પામ્યો સારૂં જીવડા, ઝટપટ હીત સાધી લે;
થશે અચાનક ન્યારૂં જીવડા, ઝટપટ હીત સાધી લે. ટેક.
પોશણુ રક્ષણુ નિત્ય માગશે. તે તો પડશે દેવું;
તે સાટે તારે પણુ એથી, કામ બરાબર લેવું. જીવડા૦ ૧
શરીર માટે કર તેટલુંજ, જેથી શરીર ચાલે;
મૂરખના ઘરમાંજ નોકરો, ધણીથી વધુ મ્હાલે. જીવડા૦ ૨
શરીર કરતાં આત્માનું હિત, વધુજ નિત્યે કર તું;
શરીર સુખતો જગ માટે પણુ, પરભવનેં ન વિસર તું. જીવડા. ૩
શરીરતો ખુદના સુખ સારૂ, તુજને ખેંચી જાશે;
એને વશ નહીં થાય દૃઢ રહી, તો તુજ અર્થ સધાશે. જીવડા. ૪
અધ બંધન આત્માનાં કાપે, અંત નિત્ય સુખ દે છે;
એવું હરીભજન જીવનું હિત, તે કરવા અનુ કહે છે. જીવડા. ૫

પદ ૮૨.

રાગ ઉપરનો.

સેવા લેવા સારૂ જીવડા, હરીએ તન દીધું છે;
થવા ખરૂં હિત તારૂં જીવડા, હરીએ તન દીધું છે. ટેક.
જે જન એ પોતાનું માની, જગનાં કાર્ય કરે છે;
તે સઘળાં બંધનકારક થઈ, દુઃખ દેનાર ઠરે છે. જીવડા. ૧
એજ કર્મ પ્રભુ સેવા રૂપે, જે જન ફરી કરે છે,
તે સઘળાં અપ બંધન તોડી, પ્રભુનાં પ્રિય ઠરે છે. જીવડા. ૨

મૂર્ત્તિને ઘરમાં પધરાવી, ઘરને મંદીર ધારો;
કરવાં જગનાં સરવે કારજ, સેવા ગણી સ્વીકારો. જીવડા. ૩
જે આવે તે પ્રભુને ધરવું, પ્રસાદ કરી વાપરવું;
વધુ ધટુની મમતા ન કરી, મરજીને અનુસરવું. જીવડા. ૪
હરિ સેવા વિણુ બીજી ઇચ્છા, કશી ન મનમાં કરવી;
ભૂલ ચુક નવ કરાય માટે, ખૂબ કાળજી ધરવી. જીવડા. ૫
જે માટે કરવું તે હેતુ, પુરણુ કરવો પ્રીતે;
**અનંત** એથી શ્રીવર મળશે, રાખ ખાતરી ચિત્તે. જીવડા. ૬

## પદ ૮૩.

### રાગ ઉપરનો.

કરવું સહુ એનું એ જીવડા, પણ નવ ગણવું મ્હારૂં
છે સઘળું જેનું એ જીવડા, ગણવું તેને સારૂં. ટેક.
ન્હાઇ ધોઇ તન ચોખું કરવું, સેવા લાયક થાવા;
રસોઇ કરવી તે પણ પ્રીતે, પ્રભુને થાળ ધરાવા. જીવડા. ૧
ઘર સામાન કરવો તે સઘળો, પ્રભુની વસ્તુ ધારી;
શ્રીવરનું મંદીર માનીને, રાખો ધામ સુધારી. જીવડા. ૨
પ્રભુએ સોંપ્યું કુટુંબ માટે, સહુનું રક્ષણ કરવું;
એ સહુ વરતે ગમે તેમ પણ, તારે પ્રભુથી ડરવું. જીવડા. ૩
એ સહુ સેવા કરવા માટે, ઊદ્યમ કરી કમાવું;
પણ પ્રભુએ જે પાપ ઠરાવ્યું, તે રસ્તે નવ જાવું. જીવડા. ૪
એમ પ્રભુ સેવાજ નીમીતે, જે જગ કાર્ય કરે છે;
તે **અનુ** શ્રીવરનાં નિત સેવક, ભવજળ સુખે તરે છે. જીવડા. ૫

## પદ ૮૪.

"બન ગયો બેદ" એ રાગનું. ટેક.

હરીના ભજનની ખરી છે, બલીહારી. ટેક.
ધન કે સામન કશું ન જોઇએ, નવ જોઇએ તૈયારી;
મનમાં ધાર્યું એજ વખત એ, કરી શકાય સુખથકી જારીરે. હ૦ ૧
પોથી પાનાંનો ખપ ન પડે, ન જોઇએ જ્ઞાન ભારી;
વાજાં રાગતણો પણ ખપ નહીં, સહેજે નામ શકાય ઉચ્ચારી. હ૦ ૨
હાથ અને પગ કરે જાય છે, વિવિધ કામ સંસારી;
એ પણ ચાલે આપણ ચાલે, મનને મુખ એની ખપ ધારી. હ૦ ૩
વખત જગ્યાનો કશો ન વાંધો, મદદ ન જોઇએ ન્યારી;
મદદ માત્ર જીભની જોઇએ. તે ત્હારે વશ છેજ બિચારી. હ૦ ૪
ઉપાય આવો હાથ છતાં શીદ, દુઃખી રહો નરનારી;
લ્હાવો લ્યો અનુ હરી કરૂણાનો, નિશદિન ભજો મુખે ગિરિધારી. હ૦ ૫

## પદ ૮૫.

રાગ ઉપરનો.

હરીની સેવાની ખુબી છે ઘણી ભારી. ટેક.
સાચે ભાવે સેવા કરવા, જે ચાહે નર નારી;
તેની મન વાંછીત મુર્તિમાં, પ્રગટ થાય પ્રભુ ત્રિલોક ધારીરે. હ૦ ૧
જળ ફળ ફુલ ધરે જેજે જન, પૂરણ પ્રીતિ ધારી;
તે આપે છે તમામ પાછું, કૃપા તણી નજરેજ સ્વીકારી. હ૦ ૨
ઉલટો પ્રભાવ વધુ વધારે, કરી પ્રસાદી પ્યારી;
બને અનેક દુઃખોનું ઔષધ, ધન્ય ધન્ય અનહદ ઉપકારીરે. હ૦ ૩
ઓછું વધતું કશું પડે નહીં, દે તેવુંજ સ્વીકારી;

કરે જેટનું ફળે તેટલું, સરલ રીત સહુ કાજે ધારીરે હ૦ ૪
ભુલ ચૂક તો દીલેજ ન ધરે, ગુણુ રાખે સંભારી;
એક લઇ આપે અનેકને, કાપે અઘ દુઃખ વિપત્તિ વિદારીરે. હ૦ ૫
ઉપાય એવો શ્રેષ્ટ છતાં, શીદ કરતાં નથી નરનારીરે;
અમુલ્ય તક એળે ન ગુમાવો, સફળ કરો અનુ દેહ તમારીરે. હ૦ ૬

## પદ ૮૬.

"હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું રે" એ રાગ.

હરી રસ લાગ્યો મને સરવથી મીઠોરે;
એના સમ સ્વાદ બીજો કયાંહી નથી દીઠોરે. હરી૦ ટેક.
મનના વિચાર ધારતાંજ બની આવેરે;
ગમે તેવા કષ્ટ માંહે શાંતિ એ અપાવેરે. હરી૦ ૧
જેમ જગસુખ થોડું તેમ સ્વાદુ લાગેરે;
એ થકી આનંદ દીવ્ય અંતરમાં જાગેરે. હરી૦ ૨
ભોગવતાંએ જેમ વધુ તેમ લાગે વ્હાલોરે;
મુખથી મુકાય નહીં હરીરસ પ્યાલોરે. હરી૦ ૩
અંતરનો અનુભવ અનુભવી જાણેરે;
થાય તરબોળ રોમ રોમ તેજ ટાણેરે. હરી૦ ૪
સુખે સારે પણ દુઃખમાં તો સ્વાદ ન્યારોરે;
જીવન અનુનું અહા ! પ્રાણુ થકી પ્યારોરે. હરી૦ ૫

## પદ ૮૭.

રાગ ઉપરનો.

જગતનાં જન કહે લાગ્યું એને ઘેલુંરે;
વ્હાલા વેંકટેશને કદીએ નહીં મેલુંરે. જગતનાં૦ ટેક.

એનાં પદ કેરાં લાંબાં લાંબાં ટીલાં તાણુંરે;
હાંસી જે કરે તેને હું અભાગીયાં જાણુંરે. જગત૦ ૧
તાળોટા પાડીને એનું પ્રેમે ગાઉં ગાણુંરે;
લોકો શું જાણે હું ઉરે કેવું સુખ માણુંરે. જગત૦ ૨
એનાં લોક મેલાં ઘેલાં એજ સંગી સાચાંરે;
એને સમરે તો મુર્ખો, બીજાં વાંકાં ડાચાંરે. જગત૦ ૩
એનાં ધામ ઉત્સવમાં જઈ મોજ માણુંરે;
સ્વર્ગ સુખને હું એની પાસે તુચ્છ જાણુંરે. જગત૦ ૪
દહાડે દહાડે ઘેલુ એ અનુતું વધે જાશેરે;
ઘેલું છે કે ડાહ્યું એ તો આખરે જણાશેરે. જગત૦ ૫

## પદ. ૮૮

રાગ ધનાશ્રી " નિરધન કો ધનરામ " એ રાગ.

અનહદ અતુલ વડાઈ, પ્રભુની અનહદ અતુલ વડાઇ;
પળે પળે સમજાઈ, પ્રભુની અનહદ અતુલ વડાઈ. ટેક
તન ધન જન સાધન સૌ સોંપ્યાં, પહેલે હતું ન કાંઇ. પ્રભુની૦ ૧
નિશદિન પાળે ને સંભાળે, એજ મને જગમાંહી. પ્રભુની૦ ૨
વિપત્તિ વેળા સંભાર્યાં કે, સદા બાંહેડી સાહી. પ્રભુની૦ ૩
ગુણ ધારે અવગુણો વિસારે, એવી મન મોટાઈ પ્રભુની૦ ૪
કોપ ન કરે કૃપાજ કરે એ, સદા અનુ હિત ચાહી. પ્રભુની૦ ૫

## પદ. ૮૯.

રાગ ઉપરનો.

કોઇ નથી દાતાર હરી સમ, કોઇ નથી દાતાર;
દેવ ઋષી નરનાર હરીસમ, કોઇ નથી દાતાર. ટેક.

શરણુ છઉં કહેતામાં કીધો, લંકાનો સરદાર. પ્રભુ સમ૦ ૧
મુષ્ટી તાંદુલ ખાતાં વેતજ, પુરી કરી તૈયાર. પ્રભુ સમ૦ ૨
અલ્પ તપે અવિચળ પદ આપ્યું, ભુવને નભ મોઝાર. પ્રભુ સમ૦ ૩
નાનાં મોટાં અવધવાશીનો, કીધો બેડો પાર. પ્રભુ સમ૦ ૪
માગે જાતે પણુ વેચાતો, અનંતનો સરકાર. પ્રભુ સમ૦ ૫

## પદ. ૯૦

રાગ ઉપરનો.

કોઇ ન કરૂણાવાન, હરીસમ કોઇ ન કરૂણાવાન;
એને એજ સમાન, હરીસમ કોઇ ન કરૂણાવાન. ટેક.
ગાળ ખાઇ શીશુપાળ તણી સો, દીધું અવિચળ સ્થાન. હરીસમ૦ ૧
વાયસ સમ વઠેલાને પણુ, દીધું અભય પ્રદાન. હરીસમ૦ ૨
પશુ કાજે પણુ જાતે ધાયા, અડવાણા ભગવાન. હરીસમ૦ ૩
અસુર અરીને પણુ ઓધાર્યા એવા દયાનિધાન. હરીસમ૦ ૪
વિણુ સ્વારથ અનુપતિ સરવનું, કરે જાય કલ્યાણુ. હરીસમ૦ ૫

## પદ. ૯૧

રાગ એજ.

સૌને છે આધાર પ્રભુનો સૌને છે આધાર;
એ સૌનો સરકાર, પ્રભુનો સૌને છે આધાર. ટેક.
જડચર સઘળામાં વ્યાપીને, એજ શ્રજે સંસાર. પ્રભુનો૦ ૧
દેવ રૂપી જન સૌને સઘળું, એજ સદા દેનાર. પ્રભુનો૦ ૨
જીવ માત્ર એને આધારે, ચલવે નિજ વ્યવહાર. પ્રભુનો૦ ૩
અજ શીવને પણુ વિપત્તિ વેળા, એજ કરે છે વ્હાર. પ્રભુનો૦ ૪
અનંત અંતે એજ ઉતારે, ભવસાગરથી પાર. પ્રભુનો૦ ૫

## પદ ૯૨.

રાગ એજ.

ધર હરીનો વિશ્વાસ, જીવડા ધર હરીનો વિશ્વાસ.
સુખદા છે શ્રી નિવાસ, જીવડા ધર હરીનો વિશ્વાસ. ટેક.
એ છે સૌનો સ્વામી પુંઠે, કોનો રાખે ત્રાસ. જીવડા૦ ૧
નહીં બગડવા દે એ તારૂં, સદા વસે છે પાસ. જીવડા૦ ૨
કઠણ કર્મમાં પણ એ કરશે, યથા કિંચિત નરમાશ. જીવડા૦ ૩
નહી દુખ દે છે અતિ દયાળુ, કરશું શાસ્ત્ર પ્રકાશ. જીવડા૦ ૪
અનુ જો રહીશ દ્રઢ વળગી તો, પૂર્ણ થશે સહુ આશ. જીવડા૦ ૫

## પદ ૯૩.

રાગ કાપી. "કરૂણા નજર કરોરે" એ રીતે.

પ્રભુજી સમ કરૂણાળુ કોઇ નથીરે. ટેક.
આપોપી કરૂણા ધરી, શ્રષ્ટી જીવો સારૂ કરી; આપ્યાં સાધનોએ અતીરે. પ્ર. ૧
મુક્તિ માટે વેદો દીધા, સ્મૃતિથી ખુલાસા કીધા; દ્રષ્ટાંત પૂરાણો પ્રતીરે. પ્ર. ૨
વિધ વિધ વપુ ધરી, લીધી શુધ ફરી ફરી, કીધી હીતકારી કૃતીરે. પ્ર. ૩
અધ હારી કીધાં ધામ, તીર્થ ક્ષેત્ર મંત્ર નામ; જેથી સદગતી થતીરે. પ્ર. ૪
અનુ સ્થાપી સંપ્રદાય, સીડી કરી જગત માંય; જાવા શ્રીવૈકુંઠ પ્રતીરે. પ્ર. ૫

## પદ ૯૪

રાગ ઉપરનો.

પ્રભુજી સમ ઉપકારી નવ કોઈરે,
ખાવા પીવા એજ આપે, આધી વ્યાધી એજ કાપે; ટેક.
વિપત્તિમાં આંસુ લોહીરે. પ્રભુજી૦ ૧
સુમારગે એજ વાળે, કૂડી ટેવો એજ ટાળે;

એજ નાંખે પાપો ધોઇરે. પ્રભુજી૦ ૨
હિત કરે વિના માગે, માગ્યું મુકે મુખ આગે;
કરી આપે સહુ સોઇરે. પ્રભુજી૦ ૩
ક્ષણ પણ ન વિસારે, કોપ નહીં ઉરે ધારે;
દોષો દુરમતી જોઇરે. પ્રભુજી૦ ૪
એવા સાચા સુખકારી, સાચા અઘ દુખ હારી;
જાણી અનુ રહ્યો મોહીરે. પ્રભુજી૦ ૫

## પદ ૯૫.

" ગીરધારીરે " એ ગરબીનો રાગ.

ઝટ જાગોરે, જુવો જાય વય વીતી; સેવો હરીને ધરી પ્રીતિ. ટેક.
સહુ જગનાં રાજા રાણીરે, પ્રકટ્યાં છે કરૂણા આણીરે;
લ્યો સેવાનાં સુખ માણીરે, એ કરતારે આ ઊત્તમ તક દીધી. સેવો. ૧
નખ શીખ નિરખી લ્યો પ્યારેરે, ઊરમાં એ મુરત ઊતારોરે;
પછી ધ્યાંન સુખેથી ધારોરે, એ સારૂરે દેહ તમારી કીધી. સેવો. ૨
ફળ ફૂલ થકી ખુશ થાશેરે, નહીં કશું અલેખે જાશેરે;
ન્હાશો તેમજ એ ન્હાશેરે, એનીતોરે સરવ વાત છે સીધી. સેવો. ૩
એથીજ જગત જીવેછે રે, સુધ રાત દિવસ એ લેછેરે;
સઘળું એ તમને દેછેરે, હીત કરતારે સદૈવ એકજ રીતી. સેવો. ૪
એનીજ ગરજ છે નિત્યેરે, એ સમજી રાખો ચીત્તેરે;
વળગ્યાં રહો પૂરણ પ્રીતેરે, તો સુખમાંરે અનુ જશો જગ ઝીતી. સેવો, ૫

## પદ ૯૬.

રાગ ઉપરનો,

શ્રીવૈશ્નવરે, પ્રેમે પ્રભુ ગુણ ગાઓ, બીજું સહુ ભુલી જાઓ. ટેક.

આખો દિન વૃથા ગુમાવ્યોરે, આ ઉત્તમ અવસર આવ્યોરે;
સહુ લ્યો લાખેણો લ્હાવોરે, શ્રીવરનેરે નિરખીને હરખાઓ. બીજું૦ ૧
સાચું સુખ તે આ જાણોરે, આ મોજ મગ્ન થઈ માણોરે;
પ્રભુપર બહુ પ્રીતિ આણોરે, પ્રણમીનેરે શરણુ ચરણમાં થાઓ. બીજું. ૨
જો પ્રીત પ્રભુથી થાશેરે, તો દુઃખ સહુ નાશી જાશેરે;
ચિતમાં ઉમંગ નહીં માશેરે, તે માટેરે આ શુભ રસ્તે ધાઓ. બીજું ૩
પ્રભુ પ્રીતિથી વશ થાતારે, પરચા બહુ જગે જણાતારે;
પછી તમે કેમ નથી ન્હાતારે, જગ વમળેરે નાહક શીદ અથડાઓ. બી. ૪
નથી વાર પ્રભુને જરીએરે, સાચે ભાવજ સમરીએરે;
તો આપણે પણ વશ કરીએરે, પ્રભુ મળશેરે આ ઉપાય દૃઢ સાહો. બી. ૫
સાચું જીવન અનુ સ્વામીરે, રાખો ઉર પ્રીતિ જામીરે;
ફરી ફરી નમો શિર નામીરે, પ્રિય પ્રભુપરરે વાર વાર બલી જાઓ. બી. ૬

## પદ ૯૭.

" નિયંતા નાથરે, " એ રાગ.

ભૂલી ભગવાનને, શીદ હાથે કરી દુઃખી થાઓ. ટેક.
ગયાં બીજાં જેમ તમને મુંકી, તમે બીજાં માટે નહીં ખોટી થાઓ. ભૂલી.૧
દુઃખનું ઓસડ હરી સ્મરણ છે, ફગો નહીં તે ને પછી ધભરાઓ. ભૂલી.૨
ભય ભારે તેમ ભજવું વધારે, જેવો રોગ તેવું ઓસડ ઝટ ખાઓ. ભૂ. ૩
જગની પ્રીતિ અંત દુઃખદાછે. સાચે ભાવે શ્રીવરને ચિત ચાહો. ભૂ. ૪
અનુપતિશરણે વળગી રહોતો, ગોથાંભવજળમાં પછી નહીં ખાઓ. ભુ. ૫

## પદ ૯૮

રાગ ઉપરનો.

ભજ્યાં જાઓ ભાવથી, અંતે મળશે જરૂર જગનાથ ટેક.
વાવતાંજ આંબો એ ન ફળે, કાળે ફળ મળશે નક્કી છે એ વાત. ભ. ૧
કરી મુકેલાં દુઃખો ખમી લ્યો, પછી ન રહે કશીએ પંચાત. ભ૦ ૨
નવાં પાપ ન બને જાળવજો, કહો પ્રભુને તે સદા રહે સાથ. ભ૦ ૩
જેમ દુઃખો આવે વિણુ તેડયાં, થાશે તેમ અચળ સુખો ભલી ભાત. ભ. ૪
અનુપતી વળગ્યાં રહેશો તો, તરાવશે ભજવળ ઝાલીને હાથ ભ૦ ૫

## પદ ૯૯.

" મને મુકીને ગયો મારો છેલડે.રે. "

તમે ભાવે ભજો ભગવાનનેરે, એ છે સાચો સરવ માંહે સાર. નરનાર.
ભાવે ભજો ભગવાનેરે. ટેક.
વગ જગમાં એથી સધળે થશેરે, એથી સુધરી જશે સંસાર. નરનાર ૧
મન નીતિનો મારગ ઝાલશેરે, એથી ઉત્તમ થશે આચાર. નરનાર ૨
બની રહેશે ધીરજ દુઃખ રોગમાંરે, ખરે સમયે કરશે હરી વ્હાર નરનાર. ૩
પ્રભુ વ્હાલા વ્હાલા વધુ લાગશેરે, ઉઠતો જશે અસારમાંથી પ્યાર. ન. ૪
અનુ અંતે અનંત સુખ પામશોરે, થશે સેહેજે સફળ અવતાર. નર. ૫

## પદ. ૧૦૦

રાગ ઉપરનો.

તમે ભજન કરો ખરા ભાવથીરે, ત્યારે વિસારી દ્યો બીજા વિચાર. નરનાર;
ભજન કરો ખરા ભાવથીરે.
મુખે ઉચરો મંગળ નામ ઇશનાં રે; એ છે સરવે શાસ્ત્રો તણો સાર. નર ૧.

મન રાખો પરોવી પ્રભુપાદમાંરે; ખરો એનોજ છે બધે આધાર. નર. ૨

નેહે નીરખીને નખશીખ નાથનેરે; નમો શીશ નમાવી વારંવાર. નર. ૩

ગુણો એના સંભારી ઉરે સામટારે; કરો સ્મરણ એના ઉપકાર. નર. ૪

અનુ વ્હાલાને વરી ઘણા વ્હાલથીરે; તન મન ધનથી જાઓ બલીહાર. નર. ૫

## પદ ૧૦૧.

રાગ ઉપરનો.

સદા સાચું અમારૂં ધન શ્રીપતિરે;
નથી પરવા બીજાની લગાર, નરનાર. સાચું અમારૂં. ધનશ્રી૦ ટેક.
વિનાશ્રમ એ મળે છે મન ભાવતુંરે; સાચા ભાવનીજ માત્ર દરકાર. નર. ૧
સહુ અર્થો સદા એ થકી સરેરે; ભરેલો છે અખૂટ એ ભંડાર. નર. ૨
અન્ય સ્વાદો એની પાસે અલ્પ છેરે; સહુ સાર તણો ઉત્તમ છે સાર. નર. ૩
કામ આવે અહીં એ બધી વાતમાંરે; એથી સહેજે જવાય ભવપાર. નર. ૪
અનુ અંતે એનાં સુખો અનંત છેરે; કરે એવું શ્રુતિ મુનિ ઉચ્ચાર. રત. ૫

## પદ ૧૦૨.

"મારૂં ગોકુળ જોવાનેઆવરે." એ રાગ.

મન રાખે જગતની માંયરે, તેને સુખ નથી મળતું;
જગનેજ અહરનીશ ચાયરે, તેને દુઃખ નથી ટળતું. ટેક.
જેટલાં જન સાથે થતોરે, જગમાં સ્નેહ સંબંધ;
તેટલી ચિંતાઓ વધે, થઇ પડે પછી પાકા બંધરે. તેને સુખ. ૧
જૂદા જૂદા સ્વભાવનાં એ, વરતે છે વિવિધ પ્રકાર;
એમાં ગુંથાય તેને પછી, કળ કયાંથી મળે પળવારરે. તેને સુખ. ૨

સ્થીતિ વળી એ સરવનીરે, ફરી જતી ભાત ભાત;
બની રહે જાત જાતની, તેથી દરેકની પંચાતરે. તેને સુખ. ૩
સ્થિર ન રહે જગમાં કશુંરે, ઘડી ઘડી બદલાય;
તેમ તેમ મન મનુષ્યનું, તેમાં અધિક અધિક ધુંચાયરે. તેને સુખ. ૪
તારૂંજ ધાર્યું થયાં કરેરે, ત્યારે તારૂં દુઃખ જાય;
તે તો કદી બનવું નથી, શીદ એમાં પછી અથડાયરે. તેને સુખ. ૫
જગ નથી તવ આધીન તો રે, તું રહે શીદ આધીન;
એ દુઃખદાને અનુ તજી, સેવ સુખદા પ્રભુ નીશદીનરે. તેને સુખ. ૬

## પદ ૧૦૩.

રાગ ઉપરનો.

સાચે ભાવે ભજો ભગવાનરે, સદભાગી શાણાં;
રાખો એમાં પુરેપુરૂં ધ્યાનરે, સદભાગી શાણાં.
સાઠ ઘડીમાં બે ઘડીરે, પણ તે નિયમનીસાથ;
સંભારોને સાચા સ્નેહથી, સહુ સુખ દેનારા નાથરે. સદભાગી. ૧
ગાઓ એના ગુણ ગાનમાંરે, ઉરમાં ઉતારો ધ્યાન.
મન મુખ સંગજ રાખજોરે, એ ટાંણે તો ન ભૂલશો ભાનરે. સદ૦ ૨
જન જાણે ભક્તિ કરેરે, મન ડોલે દશ દીશ;
એથી અર્થ ન કશો સરે, ન ઠગાય કદી જગદીશરે. સદભાગી૦ ૩
નિરખો તો નિરખો તમેરે, નયને નખ શીખ નાથ;
સંભારી રાખો સ્વરૂપ, મન મોહનનું મન સાથરે. સદભાગી૦ ૪
સૂતાં લાવો છબી ધ્યાનમાંરે, ઊઠતાં આણો ધ્યાન;
અનુ કરો તો પુરૂં કરો, તોજ થાશો પુરાં ભાગ્યવાનરે. સદભાગી૦ ૫

## પદ ૧૦૪
રાગ ઉપરનો.

આજ કાઢયો બરાબર કાળરે, એ તું જોને તપાશી;
રાખ્ય તુંજ તારી સંભાળરે, ન રહીશ વિમાશી; ટેક.
વાતો કરાવનારાં ઘણાંરે, મળ્યાં હશે આપોઆપ;
પણ તે તેમાં ન ઘુંચાઇને, સમર્યા કે નહીં સાચા બાપરે. એ તું જોને૦ ૧
ઇંદ્રિયોને લલચાવતીરે, વસ્તુઓ છે ઠામોઠામ;
પણ એકેને વશ થઈ, કીધું તો નથી કંઇ કુડું કામરે. એ તું જો૦ ૨
ક્રોધ ને દ્વેષ કરાવવારે, લોકો તો છે તૈયાર;
પણ તેં એવાં નવ બની, રાખ્યા છે કે નહીં સુવિચારરે. એ તું જો૦ ૩
આપોપી તર્ક ઉભા કરીરે, મન તો ભૂલાવે છે ભાન;
એને રાખી વશ પ્રીતિથી, ભજ્યા છે કે નહીં ભગવાનરે. એ તું જો૦ ૪
છે હજી રાત આડી વડીરે, ભૂલો બધી એ સુધાર;
સફળ દિવસ કર આજનો, સુતાં સમરી અનુના સરકારરે. એ તું.જો૦૫

## પદ ૧૦૫
" ઓધવજી કરમનકી ગતી ન્યારી " એ રાગ.

સૂતી વેળા સ્મરણ પ્રભુજીનું કરવું, રાખી હૃદય વિચારોથી નરવું. સૂ.
નામ શ્રીમંન્નારાયણ કેરૂં, મુખથી ખૂબ ઉચરવું;
વ્હાલા શ્રીવૈકુંઠપતીનું ધ્યાન પ્રેમથી ધરવું. સૂતી વેળા૦ ૧
પદ પંકજમાં પ્રણમી પ્રેમે નમ્ર બની કરગરવું;
ગુણ સઘળા એના સંભારી, વ્હાલ આણીને વરવું. સૂતી વેળા૦ ૨
દિવસે થયા હોય જે દોષો, તે માટે બહુ ડરવું;
પસ્તાવો આણીને પુરો, ક્ષમા કાજે કરગરવું. સૂતી વેળા૦ ૩

શુભ કર્મો કીધાં તે માટે, અભિમાન નવ કરવું.
એ ઉપકાર પ્રભુના જાણી, પળ એને પદ ધરવું. સૂતી વેળા૦ ૪
કૃપા વિવિધ એની સંભારી, હ્રદય પ્રેમથી ભરવું;
અનંત એ વિચારના વશમાં, શયન સુખે આદરવું. સૂતી વેળા૦ ૫

## પદ ૧૦૬.

રાગ ઉપરનો.

સૂતાં સમરો પ્રભુના ઉપકારો, ગુણ ગણુના ગુણ ઉર ધારો. સૂતાં૦ ટેક.
તન આરોગ્ય તમારૂં રાખ્યું, એ સુખ અલ્પ ન ધારે;
વસ્ત્ર ખોરાક દીધાં મનમાન્યાં, નિવાસ આપ્યો સારો. સૂતાં૦ ૧
વિઘ્ન અનેક વસે વિશ્વે, તેમાં નવ આવ્યો વારો;
શાંતી ને સંપૂરણ સુખમાં, કાઢ્યો દીવસ તમારો. સૂતાં૦ ૨
ભૂલ્યાં એને તમે તથાપિ, નવ ભૂલ્યો એ પ્યારો;
સુધ લઇને સીધા રસ્તાનો, કર્યાં કર્યો અણુસારો. સૂતાં૦ ૩
વાંક કર્યાં વિધ વિધ તોએ પણ, કોપ નથી ઉર ધાર્યો;
હિતકર્તાએ હિતજ જાળવ્યું, રહ્યા ન ક્ષણ પણ ન્યારો. સૂતાં૦ ૪
આજ સુધીના સહુ ગુણ ગણુતાં, કદી ન આવે આરો;
અનંત એનાથીજ નભે છે, આ જનમારો તમારો. સૂતાં૦ ૫

## પદ. ૧૦૭.

રાગ ઉપરનો.

સૂતાં સમરો સુખસાગર સ્વામી, પદ પંકજમાં શીર નામી. ટેક.
અંતરમાં કહેશો તોએ પણ, જાણુશે અંતરજામી;
કાલી ઘેલી એની કરગર, કશી ન જશે નકામી. સૂતાં સમરો૦ ૧
સદા સર્વદાના એ સંગી, એ છે પૂરણ કામી;
જીવી શકો જગત માંહે તે, એનાથી સહુ પામી; સૂતાં સમરો૦ ૨
અન્ય બધું અંતે દુઃખદાયક, એ સદૈવ સુખધામી;

અન્ય બધાં સ્વારથીયાં શત્રુ, મિત્ર એજ ગુણગ્રામી. સૂતાં સમરો૦ ૩
અન્ય સુખો દોષથી ભરેલાં, એમાં નહીં કંઇ ખામી;
પ્રીત અન્યની અંતે તુટે, એની રહેશે જામી, સૂતાં સમરો૦ ૪
અલ્પ સેવાને સાટે કરતા, અધિક કૃપા એ સ્હામી;
અનંત અંતે ન્યાલ થઇશ તું, જશે સાહુ દુઃખ વામી. સૂતાં સમરો૦ ૫

## પદ. ૧૦૮.

"સમજી ગઇ છું રે" એ રાગ.

અંતે એજ પ્રભુ અલબેલા લેવા આવશેરે, દયા જણાવશેરે. અંતે૦ ટેક
નાડો બધી તુટતી જાશે, વ્યાકુળ જીવ ઘણો ધભરાશે;
ત્યારે પાસે આવી શુદ્ધ એ લાવશેરે અંતે. એજ પ્રભુ૦ ૧
શંખ ચક્ર કરમાંહે ધારી, કરી ગરુડજી ઉપર સ્વારી;
મનહારી નિજ મુરત મને બતાવશેરે. અંતે એજ પ્રભુ૦ ૧
જગત મોહ સઘળો વિસરાવી, દીવ્ય જ્ઞાન દીલમાં પ્રકટાવી;
પરા ભક્તિની પૂરણ મજા ચખાવશેરે, અંતે એજ પ્રભુ૦ ૩
અતિ ઉમંગે નિકળી તનથી, દીવ્ય દેહ શોભતાવદનથી;
અનંત શ્રી વૈકુંઠ વિશેજ સિધાવશેરે. અંતે એજ પ્રભુ૦ ૪



# —चोविस आख्यान—

( પૂર્વરંગ સાથે )

અમ્હારા **આનંદ માસિક પત્રમાં** સન ૧૯૦૭ ના સપ્ટેમ્બરથી તે સન ૧૯૦૯ ના અગષ્ટ સુધીમાં એટલે બે વર્ષમાં **ભક્તરાજોનાં ૨૪ આખ્યાન પૂર્વરંગ સાથે** આવેલ છે. ત્હેને જૂદા પુસ્તકના આકારમાં બંધાવવાનું નક્કી કર્યું છે. છીંટની પટીથી જાડા કાગલમાં આ પુસ્તક બંધાશે. રોયલ આઠ પેજી ઊંચા કાગલના લગભગ બાવન ફરમાના પુસ્તકની કિમ્મત માત્ર રૂ. ૧–૧૨–૦ રાખવામાં આવી છે. હરદાશીની કથા કરનારાઓ માટે આ ઉત્તમ તક છે. કોપીઓ જૂજ જ તૈયાર થાય તેમ છે. માટે **વ્હેલો તે પહેલો.**

પાટણ–ગુજરાત. } **દશરથલાલ ગંગારામ વ્યાસ.**
**પ્રકાશક આનંદ માસિક પત્ર.**

# ૭.

અમ્હારી **આનંદ** માસિક ૫.ની ઑફીસમાંથી રા. રા. વિદ્દદ્વર્ય **અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવકૃત** નિચેનાં પુસ્તકોનું રોકડેથી કીંવા વી પી. દ્વારા વેચાણ થાય છે. દરેકનો પોસ્ટ ખર્ચ જુદો લાગેછે.

શ્રીમદ્ વાલ્મિકી રામાયણ પદ્યમાં કિ. રૂ. ૩–૦–૦. મહાયાત્રાવિલાસ રૂ ૦–૮–૦. શ્રીમદ્ મહાભારત પદ્યમાં કિં. રૂ. ૨–૧૨–૦. ધ્યાનમાળા કિં. રૂ. ૦–૪–૦ શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ પદ્યમાં કિ. રૂ. ૧–૮–૦. જુગલગાનમાળા. કિં રૂ. ૦–૪–૦. શ્રીનાથમાળા, શ્રીમ ન્નાર્થમાળા. પદપંક્તિ, દીપમાળા, જોરાવર વિનોદ, ભેટમાળા, એ દરેકની કિમ્મત ચચ્ચાર આના છે. શ્રીવેંકટનાથમાળા કિ. રૂ. ૦–૪–૦

પ્રપન્નપ્રિય સ્તોત્ર ગુરૂપરંપરા પ્રભાવ, પ્રપન્નપ્રિય પચ્ચિસી એ દરેકની કિમ્મત બબ્બે આના છે. શ્રીવિઠ્ઠલનાથમાળા કિં. રૂ. ૦–૪–૦

શ્રીવિશ્નુસહસ્ત્રનામ (ભગવદ્ગુણદર્પણ) કિ રૂ. ૦–૮–૦. અદ્વૈત વિવેચન કિં. રૂ. ૧–૦–૦. સતચરિત્ર સંગ્રહ કિં. રૂ. ૦–૬–૦. હિમ્મત વિજય નાટક ઘટાડેલી કિં. રૂ. ૦–૧૨–૦. રાણકદેવીનોવેલ કિં. રૂ. ૧–૦–૦ વિદ્યાલક્ષ્મી (નૉવેલ) કિ. રૂ. ૦–૮–૦. શ્રીરંગનાથ સ્વામીકા પદ સંગ્રહ કિ. રૂ. ૦–૮–૦ **આનંદ** માસિકપત્ર પ્રથમ વર્ષની કિ. રૂ. ૨–૦–૦. બીજા વર્ષના રૂ. ૨—૦—૦ચાલુ ત્રીજા વર્ષનું લવાજમ રૂ. ૨–૦–૦

જીતંતેસ્તોત્ર કિ. રૂ. ૦–૨–૦ સદુપદેશક રત્નમાળા તૈયાર છે. પ્રાર્થના રત્નમાળા, ગાનમાળા, ગુજરાતી સ્તોત્ર રત્નાવળી છપાય છે. જેની કિમ્મત ચચ્ચાર આના છે. અમારા પોતાના તરફથી બહાર પડેલાં **કેશરી ચરિત્ર** કિ. રૂ. ૦–૧૨–૦ **મંત્ર રામાયણ** કિ. રૂ. ૦–૧૨–૦ **શુરવીર જયમલ** કિ. રૂ. ૦–૧૦–૦. **હિમજાસ્તવન** કિ. રૂ. ૦–૨–૦ **સિવિલસર્વિસમાં પ્રવેશ** કિ. રૂ. ૦–૮–૦ તૈયાર છે.

પાટણ—ગુજરાત.

અધિપતિ–આનંદ.